# રતન

એક કથાકાવ્ય

લેખક
ચન્દ્રવદન ચીમનલાલ મહેતા



પ્રકાશકમંડળ
ધનસુખલાલ મહેતા • વિલોચન ધ્રુવ • ચન્દ્રવદન મહેતા

મુખ્ય વિક્રેતા
આર. આર. શેઠની કં. મુંબાઈ—૨

# નિવેદન

રતન ૧૯૨૪માં લખવું શરૂ કરેલું, '૨૯માં લગભગ પૂરૂં કરેલું આજે ૧૯૩૭માં પ્રગટ કરી શકું છું. વચગાળે શું થયું, ત્રણચાર વર્ષ હાથમાં લીધેલું જ નહિ, કે ક્યારે કેટલું વધાર્યું, એ વિષે ઝીણી વિગતો અહીં અસ્થાને છે.

આ એક લાંબું વાર્તાકાવ્ય છે. એમાં સળંગ પૃથ્વી છંદ વાપર્યો છે. શ્લોકભંગ કર્યો છે. યતિભંગ માટે દી. બ. ધ્રુવસાહેબની ઐતિહાસિક નોંધ જોતાં યતિભંગને કોઇ દોષ નહિ ગણે; છતાં ગણાય તો યતિભંગની પણ છૂટ લીધી છે. પણ એ બધું નથી, એમ કહીને 'બ્લૅંકવર્સ'નો અખતરો કરવાનો લહાવો મારે લેવો નથી.

જેને અર્પણ કરૂં છું તે આજે અહીં નથી. 'રતન'માં એની છાયા કેટલી? ત્રણ ઇલાઓમાંની એ કોણ?

'રતન' પહેલાં લખેલું 'ભ્રમ'. ઇલા સંબંધી ભાઇબહેનનું હેત આલેખતી, લખવામાં એ મારી પહેલી કૃતિ; પરંતુ એ કાવ્યને છાપવામાં ઉતારૂં નહિ ત્યાં સુધી એ વિષે અત્યારે હું કશું જ કહેવા તૈયાર નથી.

મનુષ્યનો સાચો સ્વભાવ તો તેના અંતરને, જાણે અજાણ્યે સમય મળતાં વ્યકત કરવા તલસે જ છે, પણ અહીંની દુનિયાનું ડહાપણ એને એ ભીતરમાં છુપાવવાની છેતરપિંડી આદરવાનું ફરમાવે છે. એ બે વિરોધક તત્ત્વો

વચ્ચે માણસનું ઊભરાતું હૈયું ઘણી વાર ગૂંગળાઇ રહે છે. મારી ગૂંગળામણ કરતાં પણ અદકી એવી અકળામણમાં કેટલાક વિરલ જીવોએ આનંદ માણ્યો છે— માણે છે, એ મારી જાણમાં છે; ત્યાં સુધી એ સાધના એમની પાસે શીખી મૂગામૂગા મારે આશ્વાસન લેવું રહ્યું. અત્યારે તો એટલું જ કહી શકું કે જીવન-વહેણની બદલાતી ગતિને જાણનાર એ મહાશક્તિએ એ ઇલા-ભાવ આલેખતી વધારે કૃતિઓ લખાવવાનું હવે નિર્મ્યું લાગતું નથી.

રે રે ! મનુષ્યે સદા દૈવાધીન જ રહેવાનું ?

અનેક મુરબ્બીઓએ, મિત્રોએ, નિકટના સ્નેહીઓએ આ વાંચી સલાહ-સૂચનો દીધાં છે. એ સૌનો હું અતિશય આભારી છું.

અને હું બાળક, પિતામહ જેવા શ્રી કે. હ. ધ્રુવનો તે શો આભાર માનું ?

**ચન્દ્રવદન મહેતા**

શ્રી દી. બ. કેશવલાલ ધ્રુવે ઉતરાવેલો

# પૃથ્વીનો ઈતિહાસ

ઈ. સ. પૂર્વે ત્રીજા અને ચોથા સૈકાના સંધિમાં બિંબિસારના અમાત્ય સુબન્ધુએ 'વાસવદત્તા નાટ્યધારા' નામે નાટક લખ્યું હતું. તેમાંથી કર્તાના નામ સાથેના એક ઉતારામાં શિખરિણીનું ચરણ છે. બીજો ઉતારો નામ રહિત છે; પણ એના ઉપર વામનની કાવ્યાલંકાર સૂત્રની આવૃત્તિમાં જે ટિપ્પણ આપ્યું છે તે વિચારતાં એ પણ પ્રસ્તુત નાટકમાંનો જ ઉતારો હશે એમ લાગે છે. એ અવતરણ શાર્દૂલવિક્રીડિત છંદમાં છે. (અર્થાત્ ઉક્ત સમયે ૧૯ અક્ષર સુધીના રૂપબંધ જાણવામાં હતા. શિખરિણી ૧૭ અક્ષરનો છંદ, અને હરિણી, મન્દાક્રાન્તા તથા પૃથ્વી પણ ૧૭ અક્ષરના જાણીતા છંદ.) કદાચ સુબન્ધુના સમયમાં પૃથ્વી પ્રચલિત હોય. ઈ. સ. પૂર્વે બીજા સૈકામાં ભાસ થયો, તેના 'અવિમારક' નાટકમાં બીજા અંકનો છઠ્ઠો શ્લોક પૃથ્વી છંદમાં છે. અર્થાત્, ભાસના સમયમાં પૃથ્વી છંદ પ્રચારમાં હશે જ. એ એક જ શ્લોકમાં પ્રત્યેક ચરણમાં આઠમે અક્ષરે વિરામ લેવો હોય તો લઈ શકાય એમ છે. પરંતુ એક દૃષ્ટાંત ઉપરથી યતિ હોવાનો અથવા ન હોવાનો નિર્ણય બાંધવો એ યોગ્ય ગણાય નહિ. ભાસના પછી થએલા કાલિદાસના 'વિક્રમોર્વશીય' નાટકના બીજા અંકનો ૧૧મો શ્લોક પૃથ્વી છંદમાં છે. તેનું બીજું ચરણ નીચે પ્રમાણે છે:

प्रभाव विदितानु रांगभवमन्यते वापिमाम्

એમાં આઠમે અક્ષરે વિરામ લેવા જઇએ તો યતિભંગનો દોષ વહોરવો પડે છે. કાલિદાસ જેવો સમર્થ કવિ યતિભંગ કરે એ માનતાં આપણે ખંચાઇશું. અર્થાત્ એ સમયમાં યતિ આઠમે અક્ષરે ઠરાવવામાં આવ્યો ન હતો એમ કહી શકાય. ત્યાર પછી સાતમા શતકના પૂર્વાર્ધમાં હર્ષની રત્નાવલીના બીજા અંકના ચોથા શ્લોકની નીચેની પંક્તિમાં પણ આઠમે અક્ષરે વિરામ લેતાં યતિભંગનો દોષ નીપજે છે:

चतुर्भिरपि साधु सांध्वति मुखैः समं व्याहृतम्

આવો જ પ્રસંગ આઠમા શતકના મધ્યભાગમાં થએલા ભવભૂતિના 'માલતી-માધવ'ના આઠમા અંકમાં સાતમા શ્લોકના ચોથા ચરણમાં ઉપસ્થિત થાય છે.

द्विपेश्वरशिरःस्थितास्थिदलनैकवीरःकरः

અહીં આઠમા અક્ષરે વિરામ લેતાં અસ્થિનો 'અ' પૂર્વ ખંડમાં અને 'સ્થિ' ઉત્તરખંડમાં આવશે તો યતિભંગ થશે. જો યતિ સ્વીકારીએ તો આ ઉપરથી સમજાય છે કે કાલિદાસથી ભવભૂતિ સુધીમાં આઠમા અક્ષરે યતિ હશે નહિ; અર્થાત્ પ્રસ્તુત રૂપબંધ અખંડ ચરણનો બનતો હતો.

જેને આપણે આજે 'પૃથ્વી'નામથી ઓળખીએ છીએ તેનું નામ ભરત નાટ્યશાસ્ત્રના ૧૫મા અધ્યાયના ૮૩મા શ્લોકમાં 'વિલંબિત ગતિ' છે. એ જ નામ છઠ્ઠા શતકના પૂર્વાર્ધમાં વરાહમિહિરે બૃહત્સંહિતા રચી છે તેના અધ્યાય ૧૦૩ના ૧૬મા શ્લોકમાં આપેલું મળી આવે છે. મતલબ કે છઠ્ઠા શતક સુધી પ્રસ્તુત રૂપબંધ 'વિલંબિત ગતિ'ના નામથી જાણીતો હતો.

પણ ત્યાર પછી થએલા વૃત્તરત્નાકરાદિ પિંગળોમાં 'પૃથ્વી' સંજ્ઞાથી એ ઓળખાય છે; જૂની સંજ્ઞા લુપ્ત થએલી જણાય છે.

અખંડ ચરણના રૂપબંધમાં લાંબામાં લાંબો ચરણનો રૂપબંધ તે આ વિલંબિત ગતિ ઉર્ફે પૃથ્વી છે. પિંગળોમાં અખંડ અને સખંડ બંને પ્રકારના રૂપબંધોનાં ચરણને અંતે યતિ દર્શાવેલો છે. આ યતિ તપાસતાં બે પ્રકારના જોવામાં આવે છે. એક કેવળ પદાંત જણાવનારા છે; અને બીજા, ચરણનો અંત જણાવ્યા ઉપરાંત સંવાદની દૃષ્ટિએ પણ વિરામ માગી લેનારા. શાર્દૂલવિક્રીડિતમાં બીજા પ્રકારના પદાન્ત યતિ છે. આપણે એનાં કોઇપણ બે ચરણ સળંગ બોલવા જઇએ તો બોલી શકાશે જ નહિ, કેમકે પદ્યનો આત્મા જે સંવાદ તેનો ભંગ થાય છે. એથી ઊલટું, પ્રમિતાક્ષરામાં કોઇ પણ બે ચરણ, ચરણને અંતે અટક્યા વિના, સળંગ વાંચી શકાય છે. એવી જ રીતે પૃથ્વી છંદનાં પણ કોઇ બે ચરણો વાંચવા ઇચ્છીએ તો સળંગ વાંચી શકીએ છીએ. અર્થાત્ એમાં સંવાદપેક્ષી યતિ છે જ નહિ. પિંગળોએ ૧૭મા અક્ષરે આપેલ યતિ ચરણના સંકેત પૂરતો જ છે.

યતિ સંબંધે ઉપર જે કહેવામાં આવ્યું છે તે પદ્યરચનાની દૃષ્ટિએ પ્રયોગને અનુસરી કહ્યું છે. પછીથી પૃથ્વી અને બીજા છંદોમાં મધ્ય યતિ ઉદ્ભવે છે, તે સંગીતની દૃષ્ટિએ ઉત્પન્ન થતો હોય એમ લાગે છે. દ્રુત-વિલંબિતમાં ચોથે, સાતમે, દસમે અને બારમે અક્ષરે અત્યારે યતિ મૂકવામાં આવે છે, જેથી એ અખંડ ચરણવાળા છંદના ચાર ખંડ આપોઆપ પડી જાય છે અને શબ્દભારની વ્યવસ્થા પણ ગાયનને બંધબેસતી આવે એમ બદલાય છે. પૃથ્વી છંદમાં તો ચરણ બહુ લાંબું હોવાથી વિરામ આઠમે અક્ષરે લેવાની પદ્ધતિ પડી હશે. એ છંદના ચરણમાં લગા લલલગા,

લગા લલલગા, અને લગાગાલગા એમ ત્રણ સન્ધિ પડે છે. કવીશ્વર દલપતરામે એમના પિંગળની ઈ.સ. ૧૮૮૮માં એમની હયાતીમાં છપાવેલી આવૃત્તિમાં આ દરેક સન્ધિને અંતે યતિ મૂકી દીધો છે.

લગી' નરનરા' રહે' ઘરભર્યાં' દિવા રાત્રિમાં'
નહિ હરઘડી વધે ઘર વિષે, પ્રજા પૃથ્વીમાં
વિના નર કદી સ્ત્રીઓ અવનિમાં વસે જેટલી
પ્રજા પણ નહિ વધે નર વિના જુઓ એટલી.

વૃત્તરત્નાકરાદિ પિંગળોમાં ૬, ૬ અને ૫ અક્ષરે; એમ ત્રણ ભાગે યતિ લેવાને બદલે ૮ ને ૯ એમ બે ભાગે યતિ, બોલવાની સગવડને માટે રાખ્યા જણાય છે. સન્ધિની વ્યવસ્થામાં એની જરૂર જ નથી. પહેલા બે સન્ધિ સળંગ બોલવા હોય તો પણ બોલી શકાય છે. એમાં આરંભથી આઠમે અક્ષરે વિરામ ન લઇએ તો સંવાદનો ભંગ થતો નથી. એટલે પૃથ્વી છંદમાં આઠમે યતિ અનાવશ્યક છે એમ ગણી શકાય.



# અંજલિ

તને સુમતિ! લે સ્મરૂં, જીવનલ્હાણુ એ માણતાં
બની અમર તું કહે; સુખદ સ્વપ્ન કેવાં ઘડી
સમુદ્રલહરી ગૂંથી, નદીજલે મૂકી નાવડી
ક્યહીં ક્યહીં ભમ્યાં રમ્યાં અવનિભોમ હંકારાવતાં?
અનંત ભવપારની—ઉચ્ચરતાં નહિ તે છતાં
અનેક, ઉરથી સરી ઉર ભળી—ગૂંથી ગોઠડી
થતી હૃદયમાંહિ તપ્ત રણમાં શીળી છાંયડી
હવે અગનઝાળમાં ઘૃત સમાન, સંભારતાં.

તું તો ગઈ મૂકી મને જીવન ખેડવા એકલું
અહીં ઉજડમાં: હવે સમરવો રહ્યો સાથ એ.
હતું રતન રંકનું મુજ અમૂલ્ય જે એટલું
ગયું; વિધિબળે જ્યહીં ગયું હશે ત્યહીં હું ભળી
જવા તુજ સમીપમાં ભગિનિ! અંજલિ આટલી
'ફૂલો જીવનહોંસ' એ સીંચવતો ધરૂં આ તને.



હતું ભરતખંડમાં—રવિ સુવર્ણ અસ્તાચલે
કરે ઉદધિસ્નાનત્યાંહિ-ગુજરાતમાં ગામડું.
વહે ઝરણુ એક, તે સકળ ગામની પાસમાં
ફરી જન જનાવરો જમીનની તૃષા છીપવે.
છુટી રમતિયાળ એ સભર માતની ગોદથી
નિરંતર વહે અહીં સહજ લાડતી દીકરી.
રસાળ રસવંત વેલ, તરુછાંયડીથી શીળી,
દરાખગૂંછળાં સમાં અહીંતહીં રૂડાં ગામડાં
અનેક વિંટળાયલાં રસિકતાભર્યાં, ઢૂંકડે,
સદા સરલ નિર્મળાં પ્રભુકૃપા ભરેલાં રસે.

અને ઝરણુ એકલું સકળ ગામનું ગૌરવ,
સૂકાય કદી ચૈતરે જરી, પરંતુ વર્ષા મહીં
ભરાઈ ઊભરાય જો હૃદય માતનું હેતથી
વહી હરખઊભરો સહજ જાય એ વ્હેણમાં.
થતો વરસઅંધરો તટવસંત જીવાદિનો,
છતાં જળ નવીન મંદ ગતિએ સદા ત્યાં વહી
બધી મલિનતા હરે તટ પવિત્ર નિત્યે કરે.

ગામ પાસે એક નદી
અને એનું એક ઝરણું

એક

રચી કુદરતે અસંખ્ય જીવ પોષવાને રૂડી
અહીં પરબ નિત્યની ઉભય માતપુત્રી તણી,
સેવા — કરે અતિ અમૂલ્ય સેવ ઋતુ સર્વમાં, સર્વની.

હવે ગામ તરફ — અહીં રસળતા પીળા પથ ઘરેડના હારમાં,
અને નજીક ડોકતાં ઘર લીંપેલ માટી તણાંઃ
કહીંક ચિતરામણો વિવિધ ચાકથી ચીતર્યાં
થતાં પથિકને કદી પથ બતાવતાં આંગળાં.
તપેલ રવિતાપથી ઝરણવારિ દોડ્યાં ઘસે
વિશાળ વટવૃક્ષની શીતળ અર્ધછાયા તળે
થવા શીતળઃ ને ત્યહીં શિર તળે મૂકી પોટલું
મુસાફર રડ્યાંખડ્યાં શ્રમ ઉતારવા ધારતાં,
ત્યહીં ક્ષિતિજસાંકળે સકળ વૃક્ષના મંડળે
ઊભેલ ભડવીર એક વડ વીરલો ગામનો.

અનેક ઋતુસંકટો—શરવિધાન ઓચિંતના
સહી વિવિધ એ તપોધન મહા ધરી ધૈર્ય ત્યાં
અનેક અરિશસ્ત્ર સંમુખ અનન્ય એ શાંતિથી
હજી અચલ દુર્ગપાલ રણશૂર ને ટેકીલો
એ વડ — ઊના અનિલ ઠારતો, પથિકછત્ર શો, પાદરે
અનેક દુઃખી દુર્બલો વિકલને જડીબુટ્ટી દે,
સદૈવ પરિત્રાણરૂપ સહુ સાધુ સંરક્ષતો

જ

અનેક વરસો ઘૂમેલ સમરે મહાભારતે
અજેય અભિમન્યુ શો, વિજયમસ્ત ઊભો હજી.
અનેક ઇતિહાસની, પ્રણયગોઠ ને વેઠની,
પ્રજાજીવનની ઊની શીતળ શાંત ગંભીર ને
કદી કટુ રસે ભરી, ધગધગંત અંગાર શી
કંઇ અવનવી કથા, પ્રબળ કાળની લ્હેરમાં
અનેક દશકા થકી હજીય ડોલતો એકલો
મહા જટિલ જોગિયો વડ કહે અહોરાત્રિએ.
કંઇ શુભ દિને વડે દુઃખભરેલ માડી તણાં
અને એ વડ તે એવો
—વદાય દીકરી થતાં,—વિરહઆંસુ પીધાં હતાં.
અનેક વઢવાડમાં, વચનની થતી આપલે,
બધા રસપ્રસંગમાં, અચળ એક સાક્ષી સમો
ખડો થઈ ઊભો હજી. કદિક ગામના વૃદ્ધની
પડે નજર તો કહે ઊલટભેર એ હર્ષથી:
‘રમ્યા વડ નીચે જ એ રમત બાલ્યકાળે ઘણી.’
॥ ત્યહીં કૃષિકબાળ સૌ વડલટો ગૂંથી હીંચતાં.
અહીં જ વળી ચોતરો ઘનઘટા નીચે શાંતિમાં,
હવે એની નીચેનો ચોતરો
ખરે પવન વાય તેમ ખખડી તરુપાંદડાં
ખરી, વળી જતાં ઊડી, તરત ધૂળભેગાં થઈ
ઊડે ધૂળ સમાં, ગ્રહે પવન વાય તેની દિશા.

ત્રણ

અનેક વરસો તણી અહીં થકી ઊડી ધૂળનો
થપાયલ લિંપાયલો ઘડી વિરામનો ચોતરો.
દશાપલટ એમ કાળબળ એકલે ગામના
પટેલ મુખી ને ધણી કંઇક કાળખાધેલને
રમાડીકૂદવી અહીં, અહીં થકી જતી ગામની
મરોડમય કમ્મરે જળભરેલ બેડાં લઈ
જરી મલપતી મીઠી મલકતી બધી નાર શું
કુમાર-દગ—શુદ્ધભાવ—ચમકાવી, ભેગાં કરી,
અનંત પ્રગટાવી પ્રેમ, દઇ આશ ને જીવન,
અનેક ઘટમાળમાં જીવન ફેરવીને, અહીં
વળી ગત થતાં સ્મશાન અહીંથી જતાં, આકરો
ચઢેલ સહુ થાક તેય ઉતરાવતો ચોતરો.
ઉડેલ તરુપર્ણ શાં જીવન ભેળવી દે ધૂળે,
નિરાશ ગતકાળ માટ નવી આશમાં જીવતો
રહ્યો અસલ ચોતરો, અસલ લોક એ ઓળખે.

ગુજરી જતાં

ચોતરાના લીંપણની ધૂળ અને સ્મશાને બાળેલા લોકોની રખ્યા, બંને એક જ.



ઊગે સૂરજ જેમ એમ ઘટમાળ ચાલી જતી.
કરે દિવસ વૈતરૂં મજુર ને ધણી સાથમાં;
બપોર તપતાં જમે મધુર છાશ ને રોટલા;
શમે દિવસ તે પછી શીતળ ચાંદનીની મજા
મળી સહુ ઉડાવતાં; ગડગડાટ હુક્કા તણા
તમાકુ મસળે વળી અસલનો વખોરો લઈ;
અને સૂરજ આથમ્યે સહુ મળી સૂકો રોટલો
જમે ઊલટભેર ને કંઈક ગામગપ્પાં સૂણે.

પાનસોપારી કે તમાકુ પાતરાં રાખવાની લાકડાની પેટી. તે 'વખોરો'

પડે શિશિરટાઢ કાન ઊનઓચલે ઢાંકતા,
અને ઉપરથી સફેદ શિર બાંધતા ફાળિયું.
વળી સખત ટાઢમાં જલણનું કરે તાપણું.

જલણ–બળતણ

કણેકણ વીણી ભરી મણ અનાજના કોથળા
ઉજાણી ઊજવે અનેક દિલમિત્રને નોતરી.
જુવાર અહીં ખેતરે, સરવ શેઠ વાણોતરો,
કુટુંબ કબીલો બધો, ઊગમણું થતાંમાં મળી
રહે વીંટળી તાપને, તહીં જ પોંક શેકી નવો
રચે ઊજવણું, પીએ મધુર છાશનાં છાલિયાં.
અને ઊડવતી ધજા નજરઘેરતી શેરડી
ધરા-રસ ફુવારબંધ નિજ પુષ્ટ સાંઠે ભરી
ઊભી જીભ લળાવતી, રસભરી લીલી હારમાં.
ત્યહીં સૂરજ આથમ્યે સૂરજથીય રાતાં દીસે

ભર્યાં સભર માટલાં મધુર તે ગળ્યા ગોળનાં
જુએ અધીર બાળકો; કડડ એક કોલુ ફરે,
ઇખરસ (ઈક્ષુરસ)–શેરડીનો રસ
અને ગટગટાવતા ઇખરસે ભર્યા વાટકા.
કદીક વળી વૃદ્ધ ચાર મળી સાથ ભેગા કરે
જૂની અસલ વાત તે, ગણતરી કરી ગોઠવી
ભરે અનુભવો, જમાવી રસ, ટાપશી હા થકી
વધારી ગૂંથણી કરે અસલ વાત લાંબી ખરે.
પવિત્ર નિજ ભૂમિભક્ત કરચાયલાં આંગળાં
ગણે ગણતરીશૂરા ગણિત અંક વેઢા મહીં,
વિચારદળ સંચરે; મગજ ઘૂમવે ચોગમે.
ચોતરે ભજનધૂન
કદીક વળી ચોતરે ભજનમંડળીની ઝડી
મચે, ઢમકઢોલ ઝાંઝ કરતાલ ને મંજીરાં
ઝમાઝમ થતા સૂરો અજબ ધૂન રેલાવતાં;
મીઠા જળ તણો દીસે કળશિયો–કદી તાંબડી–
સુવર્ણમય શોભતાં ગગન ચન્દ્રના તેજમાં;
મળે વરણ સૌ ત્યહાં, શ્રમિત ગામકારીગરો
મૂકી વરણભેદ સૌ પ્રભુ તણાં કરે કીર્તનો;
અનેક ભજનો થકી, ભગતલોકની ભક્તિથી
દીવો દિલ મહીં કરી, પરહરે બધી કામના;
સજીવન કરે વળી રસ ઉમંગથી કંઠ કો
દયા, પ્રીતમ, કે કબીર, નરસૈં 'મીરાં કે પ્રભુ.'

ખરે, પ્રકૃતિબાળકો પ્રકૃતિને જ ખોળે રહી
પીએ વિમલ જ્ઞાનવારિ મતિ શુદ્ધ એથી કરે;
રચી કુદરતે ઊંડી ગહન જ્ઞાનપોથી મહા.
વિનમ્ર કૃષિકાર હો! જઠરપોષકો અન્યના!
તમે જ રસરાજ છો, પશુજનો તણા પાલકો!
પઢો નયનથી તમે સુખદ, શાંતિ, સંતોષના
લખે છ પ્રભુઅંગુલિ વિશદ બોધ નિત્યે નવા.
કુલીન વ્યવહારમાં, વળી કુલીન આચારમાં,
કુલીન સહકાર્યમાં, કુલીનતા દીસે સર્વમાં,
કુલીન કુળવાન ઓ! કૃષિકલોક આ હિન્દમાં
તમે જગતના બધાય કૃષિલોક–સૌજન્યમાં
વિવેકવિનયે વિશેષ ઋષિરાજ છો ભોમના.
ફૂટી અહીં થકી જ સંસ્કૃતિતણા મહાવૃક્ષની
વિશાળ રસવંત એ પ્રખર શાખછાયા બધે,
ફળી દિગદિગન્તમાં પ્રસરતાં શમાવે લઘુ.
થએલ પરિપકવ એ ફળ અમોલ વંટોળથી
ઊડયાં, સકળ દેશમાં ફળપ્રસાદ શાં પાંદડાં;
ઊગી, પરિશમી અહીં; ન અવશેષ હાવાં દીસે
સિવાય જડ એકલું થડ વિશાળ એ વૃક્ષનું.

અહીં તો આ સ્થિતિ રહી

પરંતુ અધુના ન શાંતિ, સુખ, ચિહ્ન સંતોષનું.
જરા-ઘરડાપો — મળે કૃષિમુખે જરા,—સુખદ કાળનાં ખોળિયાં.
નિરાંત વળી એમને મનમહીં શરીરે કદી
વળી છ? શ્રમજન્ય અર્ધ—વળી અર્ધ સંતોષની
પ્રહાર ઋતુના સહી વહી જતાં વીશી બે વીશી
પડે કરચલી મુખે—કરચલી વ્યથાથી ભરી,
વળે શરીર બેવડું અજબ વેઠ ને વૈતરે.
બળે શરીર તે સદા પ્રથમ એક ચિતાગ્નિમાં
અને રહ્યુંસહ્યું ભુંડા ક્ષય પ્રસારતા વાયરા
ચિતાગ્નિ મહીં રે ધરે; દ્વિજ સમું અરેરે રૂડું
દ્વિજ, તે જ પ્રમાણે આ શબ્દ, દ્વિમર્ત્ય — નહિ જનમવું દ્વિમર્ત્ય સમ આ રૂડી ભોમમાં;
અહીં કૃષિક સર્વ રે! મરણ પામતા બેવડું.
જમીન વડિલો તણી હતી સ્વતંત્ર તે આજ તો
ગણોત ગીરવે જૂની કંઈક ભાગતકરારમાં
મળે ન વીઘું એક ક્યાંહિ નહિ હોય બંધાયલું!
અને ક્યમ ગણો નહિ અહહ! કાળ દુષ્કાળને?
સુકાળ વળી બે દુકાળ—બહુ એમ સાજાં સમાં
ન વર્ષ સરખાં બધાં, ઊતરતાં જતાં પાકમાં;
ખમી ઊઝરડા થઈ રસવિહોણી એ ભોમના
ધણી પણ જીવે હવે રસવિહોણી સૌ જિંદગી;

ભર્યાં કટુરસે રહે હૃદય એમનાં તો હવે.
હતા જઠર પોષનાર! પરદેશી સત્તાધીશે
કનિષ્ઠ ગણી ખેડને વળી કનિષ્ઠ ખેતી ગણી
અનેક વિષબીજ વાવી ઉગડાવી આ ભોમમાં
અનંત જડી જીવલેણ અહીં લોહની શૃંખલા.
રહ્યો કસ કંઇક તેય વળી શ્વેત જાદૂગરે
જમાવી નિજ મોહજાળ અહીં લીધ ચૂસી બધો,
કરી રસવિહોણી ભોમ હરી હીર ખેડૂતનું.
મહેનત ખરી તણો ન બદલો મળે, એટલે
ન ધૈર્ય, નવ હોંસ, આશ, ઉદરે દુઃખો એટલાં
થઇ કમર-પીઠ-ડોક સહુ વાંકમાં બેવડી;
નહિ ફરી જુએ શું એ જીવનમાંહિ સૂર્યોદય?



હતું સુઘડ એક, પાદર થકી ન આઘે જરી
ન તેમ બહુ ઢૂંકડે, ઘર પટેલ ભાણા તણું.
હતી થુવરવાડ વેલ હરિયાળીથી શોભતી.
અને નિકટ ઝૂંપડી મજૂર માટ, સાથે રહી
રૂડી બળદ–ગાયની શીતળ છાંયમાં છાપરી.
ખળાં કણસલાં તણા ઢગ, જવાર ઓઘા ઊંચા.
ન માળમજલો છતાં ઘર હતું રૂડું શોભિતું.
કુટુંબ સુખી રોટલે;—અસલ તો ઘણું યે સુખી.
વસે શતક એકથી, કવચિત ઘા પડ્યા યે હશે,
પરંતુ નહિ એ ગણાય અહીં દેશમાં કારમા.
કુટુંબ શિરછત્ર જે સહુ કુટુંબને સાચવે
ગણે વિપદધર્મ એ પરમ ધર્મ: પોતે ખમે
અને ન જરી જાણ થાય નિજ છત્રછાયા તળે,
કવરધા—કડવા
સુસીબત સહે, સૂણે કવરધા કદી બોલ બે,
દિલે બળતરા સહે, કઠિન તાપસંતાપમાં
જમે લૂખુસૂકું, ન ખાય વળી પેટપૂરૂં કદી,
પ્રસન્ન વદને વહે દુ:ખદ ભાર સંસારના,
અને ન જરી જાણતું 'કટમ' એમ સ્હેજે વળી
વહેછ દિન કેમ જે, સકળ નિત્ય કલ્લોલમાં!

હજી ય કંઇ વૃદ્ધ લોક સ્મરણો જૂનાં તારવી
અનેક રસવાતમાં અધિક ગર્વથી ઉચ્ચરે
કુલીન વ્યવહારમાં મુખી પટેલની વાહવા.
હિસાબધીરધારમાં વચન, ટેક જામીનમાં,
મળે ન કદી જોડ ક્યાં, અચલ શાખ સર્વોપરી;
અનેક રકમો તણા વહીવટે જુબાની બની
જબાન બસ ચોપડો, દફતરો ગણો, નોંધ જે
સદા વજનદાર ને પ્રભુ તણા ડરે શુદ્ધ એ,
વળી ગરીબ લોકનું અદલ ન્યાયનું આસન
અનન્ય સતવાદિની, અમર કીર્તિવંતી રૂડી
હતી મુખી પટેલ–જીભ સહુ ગામનું ગૌરવ.
અને મુખી પટેલનો સરળ વંશવેલો વધ્યો.
પટેલ કુળદીપ બે, વરસફેર, ભાણો ધનો,
સહોદર સુખે નચિંત ઊછર્યા પિતાછાયમાં,
ન ચિંત ઘરબારની, કદી ઉપાધિ મોટી નહિ.
અમીનજરથી પિતા જીવનછોડ બે પાળતો.
કુનેહ થકી કેળવ્યા ઉભય દીકરા હેતથી,
જમીન જળ ને જહેમત તણા રૂડા બોધથી,
દરેક ઋતુચક્રનું ગણિત સર્વ નક્ષત્રનું,
વળી શશિકળા થકી ગહન વ્યોમતારાખડી ...

મુખી પટેલ તે ભાણાના બાપ

થકી શીખવતો પિતા વિવિધ અંક પંચાંગના,
ભૂગોળ ઇતિહાસ પાઠ સહુ ગામને ઘેરતાં,
વનસ્પતિ તણુંય જ્ઞાન ઘરવૈદું સુદ્ધાં જરી.
સુખી સમયમાં વહ્યાં મધુર બાલ્ય ને યૌવન,
અહીં જ નિજ ગામમાં મદ જુવાનીના યે ઝર્યા.
પિતા સમજદાર તે વિકટપંથ સંસારનો
ક્યોં સરળ ને સુખી, ઉભય પુત્ર માટે રૂડી




કુલીન વહુઆરૂનો શુભ 'સબંધ' સાધી નિજે.
અને નસીબદાર તે ઉભય બન્ધુનાં બાળકો—
હતી વડિલ બન્ધુને રતન નામની કન્યકા
અને અધિક લાડથી ઊછરતો ધનાનો હીરો—
રમાડી નિજ અંકમાં સુખીપટેલ પંથે વળ્યા.
સુવર્ણઝરતી ધરા તણી દઈ રૂડી મિલ્કત.
અનેક વરસો થકી જમીનદાર ભાણો, ધનો
સુલેહ—વણક્લેશ—થી વતનની કરે કાળજી.
પરંતુ મૂળથી ધનો જરી ધૂની સ્વભાવે રહ્યો
રહ્યો કટમજાળની બધી ઉપાધિથી વેગળો.

રાતે તો બસ, તારાઓ સાથે જ વાતચિત અને દિવસે વૈતરું

નિશા, ગગનગોઠમાં; દિવસના કરે વૈતરું,
તમા ન કંઈ વાતની, કુદરતે રહ્યા મંત્રને
કદી ચગળતો મને નિત રહે નિજાનંદમાં;

બાર

અને વડિલ એટલે સકળ ભાર ભાણો વહે.
ભવાટવી વિષે ધરા સખતમાં શિલા ઠોકરો
અનેક સહવી સહી,—સરળ પંથ દીઠો કદી?
વહ્યાં વરસ તેમતેમ વ્યવહાર–સંસારના
નવા અનુભવે વહ્યા; પ્રથમનો સમો પાધરો—
જઈ સુખપરોઢથી સુખદ કાળ મધ્યાહ્નના
ચડી શિખરટોચથી, કઠિન કાળના ક્રોધની
વિશાળ દુઃખઝાળનો, ઊતરતાં, સહ્યો અગ્નિ ત્યાં.
સમાનં વયની સમાન નિજ ધર્મ શ્રદ્ધા વળી
સમાન રૂપમાં અને સમ સભાવની બે ભલી
હતી ઉભય બન્ધુની પ્રિય વહૂ, સહેલી સમી,
ગઇ વરસ આંતરે નિજ તણાં મૂકી સ્મારક,
સુખે, વર ત્યજી અહીં, શરીર ઘાટડી ઓઢતી;
અને અધવચે પડ્યો અધિક ભાર ભાણાશિરે.
હવે ઊતરવું થયું શિખરટોચથી તે સમે
અચાનક નસીબ એક દિન વીફર્યું એટલે,
રૂઠી કુદરતે, મહા તુમુલ યુદ્ધમાં શક્તિઓ
ચડી, નભ થકી ધરા પર કૂદી પડી વીજળી
કરી કડકડાટ તે, જહીં ઊભેલ ભાણો હતો,
ત્યહીં જ વળી ખેતરે, ઉભય હાથની શક્તિઓ

સમો-સમય

શરૂઆત તો ઠીક ગઈ, પણ પાછલી અવસ્થા દુઃખી બની ગઇ. બંનેની વહુઓ ગુજરી ગઈ

કુદરતે—કુદરત પણ

હણી, ગઇ ધરા વિષે કર કરી સદાના જૂઠા.
અને દુઃખપરંપરા હજી ય જે કંઇ બાકીમાં,
ગઇ મતિ ફરી વળી જમીન માટ ભાણા તણી:
'રખે રડવડે કહી રતન દીકરી' એટલે
વિચાર મતફેરમાં ચડભડાટ ભારે થતાં
ધનો વતનને ત્યજી જઇ વસ્યો ન જાણે ક્યહાં!



હતી રતન એક તે વડિલ બન્ધુની દીકરી,
સમાન વયનો બચેલ નિજ ભાઇનો હીરલો.
જુદા સગપણે પરંતુ હળી ભાઈ ને બ્હેન બે
હતાં ઊછરતાં સહોદર સમાં સદા સાથમાં.
અને રતન તો કૂની, રમતિયાળ ને રાંકડી,
હતી રમતિયાળ તે રમકડું બધા ગામનું.
ભરાઉ ડિલની, થતું શરીર ઘાટીલું કૂમળું;
મુખે સુરખી હાસ્યની, વદનનો ય સક્કો હતો;
અલૌકિક લસે કંઇ સરલ તેજ કીકી મહીં;
નિખાલસ ઉરે રહે મન પ્રફુલ્લ એનું સદા.
ભલે ઊછરતાં હતાં રતન ને હીરો સાથમાં
પરંતુ ભગિનિ શીખે અધિક હીરલાથી વધુ
બધું ઘટિત જ્ઞાન તે, દિન વહંત પંચાંગથી
સુપર્વ તિથિવારથી, અનુભવો થકી બુદ્ધિને
પ્રયોગબળ, ધર્મભાવ, સહુ ખંતથી ખીલવે.
દરેક નવરાત્રિમાં સરવ લોક માતા પૂજે,
અને દિવસ આથમે ધરમ ધ્યાનને આટપી
મળી સકળ ગામની વિવિધ વર્ણની નારીઓ

હણી, ગઇ ધરા વિષે કર કરી સદાના જૂઠા.
અને દુઃખપરંપરા હજી ય જે કંઇ બાકીમાં,
ગઇ મતિ ફરી વળી જમીન માટ ભાણા તણીઃ
‘રખે રડવડે કહી રતન દીકરી’ એટલે
વિચાર મતફેરમાં ચડભડાટ ભારે થતાં
ધનો વતનને ત્યજી જઇ વસ્યો ન જાણે ક્યહાં!



હતી રતન એક તે વડિલ બન્ધુની દીકરી,
સમાન વયનો બચેલ નિજ ભાઇનો હીરલો.
જુદા સગપણે પરંતુ હળી ભાઈ ને બ્હેન એ
હતાં ઊછરતાં સહોદર સમાં સદા સાથમાં.
અને રતન તો કુની, રમતિયાળ ને રાંકડી,
હતી રમતિયાળ તે રમકડું બધા ગામનું.
ભરાઉ ડિલની, થતું શરીર ઘાટીલું ફૂમણું;
મુખે સુરખી હાસ્યની, વદનનો ય સુક્કો હતો;
અલૌકિક લસે કંઇ સરલ તેજ કીકી મહીં;
નિખાલસ ઉરે રહે મન પ્રફુલ્લ એનું સદા.
ભલે ઊછરતાં હતાં રતન ને હીરો સાથમાં
પરંતુ ભગિની શીખે અધિક હીરલાથી વધુ
બધું ઘટિત જ્ઞાન તે, દિન વહંત પંચાંગથી
સુપર્વ તિથિવારથી, અનુભવો થકી બુદ્ધિને
પ્રયોગબળ, ધર્મભાવ, સહુ ખંતથી ખીલવે.
દરેક નવરાત્રિમાં સરવ લોક માતા પૂજે,
અને દિવસ આઠમે ધરમ ધ્યાનને આટપી
મળી સકળ ગામની વિવિધ વર્ણની નારીઓ

હણી, ગઇ ધરા વિષે ટર કરી સદાના જૂઠા.
અને દુઃખપરંપરા હજી ય જે કંઇ બાકીમાં,
ગઇ મતિ ફરી વળી જમીન માટ ભાણા તણીઃ
'રખે રડવડે કદી રતન દીકરી' એટલે
વિચાર મતફેરમાં ચડભડાટ ભારે થતાં
ધનો વતનને ત્યજી જઇ વસ્યો ન જાણે ક્યહાં!



હતી રતન એક તે વડિલ બન્ધુની દીકરી,
સમાન વયનો બચેલ નિજ ભાઇનો હીરલો.
જુદા સગપણે પરંતુ હળી ભાઈ ને બ્હેન બે
હતાં ઊછરતાં સહોદર સમાં સદા સાથમાં.
અને રતન તો કની, રમતિયાળ ને રાંકડી,
હતી રમતિયાળ તે રમકડું બધા ગામનું.
ભરાઉ ડિલની, થતું શરીર ઘાટીલું ફૂમણું;
મુખે સુરખી હાસ્યની, વદનનો ય સુક્કો હતો;
અલૌકિક લસે કંઇ સરલ તેજ કીકી મહીં;
નિખાલસ ઉરે રહે મન પ્રફુલ્લ એનું સદા.
ભલે ઊછરતાં હતાં રતન ને હીરો સાથમાં
પરંતુ ભગિની શીખે અધિક હીરલાથી વધુ
બધું ઘટિત જ્ઞાન તે, દિન વહંત પંચાંગથી
સુપર્વ તિથિવારથી, અનુભવો થકી બુદ્ધિને
પ્રયોગબળ, ધર્મભાવ, સહુ ખંતથી ખીલવે.
દરેક નવરાત્રિમાં સરવ લોક માતા પૂજે,
અને દિવસ આથમે ધરમ ધ્યાનને આટપી
મળી સકળ ગામની વિવિધ વર્ણની નારીઓ

અલૌકિક રસે ભરી અજબ ભક્તિછોળે ચડી
ઉમંગી ગરબે ઘૂમે, ચડસ ખૂબ, થાકે નહિ,
બધે રતનબ્હેન ગાય; વળી સાંભળી શીખતી.
થતું જ નવું વર્ષ તો, પ્રથમ કાર્તિકી પૂર્ણિમા
તણી મધુર ઠંડીમાં ગગનરાજતા ચન્દ્રની
કરે સહુ સરાસરી, શરીર ખીલવે ને કસે,
બધો દિવસ ખેતરે મધુર શેરડી પીલતાં.
મઘંત વરિયાળી ગુચ્છ હરિયાળીમાં શોભતા.
ધરે ધરતી પોષમાં સુરણ આહુની ભેટ તે
લઇ, રમત ફાગમાં, પ્રખર ચૈતરે ચેતતી.
પુનેમ ઊજવ્યા પછી સુરત થાય સૌ કામનું
અને પ્રથમ ઝાપટે જળવિહોણી એ ભોંયથી
સુગંધ પમરે અને ડમરતી કુંળી કૂંપળો.
કરે તરત વાવણી સુરત જેઠ—આષાઢમાં.
પછી પવન સૂસવાટ, વળી ધૂળ આંધી તણા
અનેક વમળો ફરે કુદરડી ચડે ઊતરે,
અને વમળ થાંભલે ભુખર વાદળાં ઝૂમતાં,
ઝુલંત ગજરાજ શા ગગન ઘોર ગોરંભથી
રહે ગજવતા દિશા, ગરજતા ધ્રુજાવી ધરા
કરી કડકડાટ વ્યોમ સહુ ગાજવીજે ભરે,

ડમરવું—વનસ્પતિનું ફાલવું, નવાં પાન આવવાં

ગાળ

પછી મુશળધારમાં વરસતો રહે હાથિયો.
ગણે વરસતાં મઘા ઢગ થશે ઘણા ધાન્યના
કહેવત પ્રમાણમાં ભડલી વાકય સૌ એ ભણે.
બધા પ્રકૃતિખેલ એ વિવિધ રંગના જે થતા,
બધું રતન માટ થાય બહુમૂલ્ય એ શિક્ષણ.

'જો વરસે મઘા તો થાય ધાન્યના ઢગા,' મઘા–મઘા નક્ષત્રમાં

સુખે સમય બાલ્યનો દુઃખવિહોણ ચાલ્યો જતો:
અને ઉભય ભાઈબેન નિજ હેતને ગૂંથતાં.
લડે દિવસમાં અનેક સમયે, વળી વ્હાલથી
બધું ય વીસરી જતાં, જીવન જીવતાં એહવું;
મળે ન કયહિં યે સગાં ભગિનિ બન્ધુ જે એટલા
પવિત્ર ઉરભાવથી જીવનલ્હાણ માણી રહે.
અને વરસમાં મળે કહીંક વાર મેળા ત્યહીં
પરોઢ ઊગતાં કુણું ઉર પ્રફુલ્લતું ગામનું,
સુથાર કણબી લુહાર નિજ કામધંધે જતાં.
પરંતુ વધુ ઠાઠથી, ફૂલ ફુલેલથી શોભતો,
મુખે મલકતો, દૃગે દિવસસ્વપ્ન ન્યારૂં રચી
જતો રમકડાં તણો સરજનાર હોંસે ત્યહીં—
અનેકવિધ રંગની પૂતળીઓ, રૂડી ઢીંગલી,

અને લકડકામ, ભેંસ રથ ગાય ઘોડા ઢણુ,
સુશોભિત બધું દીસે—કંઈક કાગળે ચીતર્યાં,
ખડીઘડિત કેટલાં, ચીકટ માટીનાં યે ઘડ્યાં,
મનોહર રીતે બધાં મન મહીં વિચાર્યે જતો,
અનેક શિશુકલ્પના ક્યહીં ક્યહીં ઊડે તે બધી
અહીં રમકડાંઢગે તરત ગોઠવે એકઠી:
ત્યહીં રતન ને હીરો રસળવા જતાં સાથમાં,
અને 'રતન! જોયું કે, રમકડું ગમે કે તને?'
જુએ, અહીં ત્યહીં ફરે, મનગમ્યું મળે ના વળી.
અને રતનને શિરે વરસ બે તણું ડા'પણ—
જરી મન કરી વિચાર, દૃગ અર્ધ મીચી હસી.
વદે ઉમળકે ભલી નરમ બોલ બે વ્હાલથી:
'પછી' 'નહિ ઉતાવળે'; ઉચરતાં હથેલી ગ્રહી
જતી ડગ છ સાત આગળ, દુકાન બે ન્યાળતાં,
પરંતુ જરી થોભવા રતન દે ન ક્યાં યે જરી.
અને ઘર ભણી જતાં રતન વાતજાળે ગૂંથી
ગણી બચ્યું ન હોય એમ નિજ બન્ધુને દોરવે.
અને ઘરભીંતે સુરક્ષિત બખોલ છૂપી હતી,
ત્યહીં દર ઉંડાણમાં ઘરઘડેલ ગલ્લો જૂનો;
સમાય કંઈ માસથી ઉભયની અહીં દોલત,

વધે પણ ઘટે નહિ ધન અહીં શરાફી ભીંતે,
નિરાંત કરી વાળુ ત્યાં ઉભય ચૂપ છાનાં ઊભે.
વદે રતન, 'જો અહીં રમકડું રહ્યું માહરૂં,
મૂકું છ રમવા, તું યે બચત આપણી આજની
ગણી રમકડા સમી ઉભય આજ જો મૂકતો.'
અહીં રતન હાથ થાય ધનવ્યાજમાં વૃદ્ધિ એ
સલામત, સદા અનામત, નચિંત નાણાવટ.
અને ખણખણાટ થાય નહિ એમ બેએ ગણી
મૂકી બચત બેઉની, હસમુખાં ફુલાયાં ઉરે.
રમે રમતિયાળ બે કદિક કોસ કૂવે જઈ,
થઇ બળદ ખેંચતાં ઘરડ કોસ ઉલ્લાણીમાં,
રૂંધી વહનમાર્ગને જળભરેલ ત્યાં કૂંડીમાં,
કૂદી જળ ઉડાડતાં કર ભરીભરી ખોબલા
મચાવી ધૂમ યુદ્ધ માટ હથિયાર એ છાલકો
તણાં ઉચલી ફેંકતાં, નયનઅન્ધ બૂંને બને;
અને ડૂબકી ખાય, ન્હાય, વળી થાકતાં એટલે
નવું જ વળી તૂત, મુક્ત કરી કુંડ પ્રાણાયમ,
જઈ નીતરતે ડીલે ખળખળાવી નીકો ભરે,
અને રમતિયાળ તે રમત ખીલવે બુદ્ધિને;
અનેક રમતો રમે, પથ ખૂંદે, ભમે ને ઘૂમે.

કુંડમાંથી પાણી બહાર જવાના માર્ગ ઉપર પહેલાં તો દાટો મારે, તે કાઢી નાખે

તમા ન કંઈ વાતની ગમત–મસ્તી–તોફાનમાં
રચે અવનવું, સજે મનગમ્યું, વળી ભાંગતાં;
જતો દિવસ થાકીને અધીર રાત માતા ઢળી,
ન ઊડી દૂર જાય સ્વપ્ન સહુ, ઢાંકવા દોડતી.



જરા ઊંચે જઇ નિ-
હાળીએ તો રતન
આ પ્રકારે દેખાતી

વિના રતન તો હતી નીરસ ગામની જિંદગી:
જઇ ગગનમાં ઊંચે નજર નાખતાં ગામના
વિશાળ રસચિત્રમાં તરવરે છબી એહની
અનેક રૂપમાં, અનેક વયની, સ્વભાવે મીઠી,
કદી રમતિયાળ, ક્યાંક વડખોળલે ઝૂલતી,
નદીતટ પ્રભાતની ધુમસઝાકળે દીપતી,
કદી સુરજ સાથ બાથ ભરતી નદીછાલકે,
વળી ઊતરતી ઢળાવ અતિ વેગથી સાંજરે,
પણે વિવિધ રંગ વસ્ત્ર શણગાર કૂવે બને;
તરુવર હસીલળી કુમળી ડાળથી થંભવી
કરે નીરવ ગોઠ જે અવર કોઇ જાણે નહિ,
કદીક ઊડતી લટે પવનલ્હેર મ્હેકાવતી;
ધરાપટ વિશાળ ભાલ પર ઓઢણી ચાંદલો
ચણોઠી સમ દીપતો ચમકતો જુઓ દૂરથી;
કદીક વળી જાતથી કુસુમહાર ગૂંથી જતી
શિવાલય ભણી, સમીપ ડગલી ભરે હીરલો;
પડેલ પગલી ત્યહીં રતનહાસ્ય વેરાયલાં
લૂંટી સૂરજ એકલો ક્ષિતિજપાર એ વેરતો,
અને રતનગીત સૂર લઇ વાયુ નાસી જતો;
જનાવર અધીર નિત્ય ડચકાર એનો સૂણી

ગમાણ—ગભણ, બળદ ઢોરને બાંધવાની જગ્યા

એક થડ જેવી સડકમાંથી જુદીજુદી વાંકવળામણે જતી ઘરેડો સાથે સંકળાએલા લીલાંછમ પાંદડાં જેવા કોઈ ખેતરમાં રતન કેસરી લૂગડાંમાં સુખડની ટપકી જેવી ઊંચેથી જણાતી

હમેશ અતિ હોંશથી જઇ ગમાણમાં નિંદરે.
પણે ઘરડડાળ સાથ વળગેલ સૌ ખેતરે—
ન હોય ટપકી પડી સુખડની લીલાં પાંદડે?—
દીસે નવલ રંગમાં, રસિક કેસરીમાં વધુઃ
અનેક રસચિત્રથી અજબ ગામનો સંગ્રહ
સજીવન બધો મઢ્યો ફક્ત દૃષ્ટિમર્યાદમાં,
દરેક રતમાં વધે સ્મરણઆંક એ ગામનાં.
ખરે રતન તો અજોડ સહુ ગામમાં એકલી
વિવેકવિનયે તરે સહુ થકી સદા મોખરે.
હસી ઊચરવું, સદા કુશળ પૂછવાં સર્વનાં,
સદૈવ લલચાવતી, ચણ થકી, વળી ગીતથી,
સુમિત્ર નિજ પોળનાં સકળ બાળ પંખીગણો,
કિલોલ થકી ઓશરી ગજવતાં સમી સાંજરે.



અને દિવસ જે થકી દુઃખપથારી ભાણે કરી
બધો ય ઘરકારભાર, વ્યવહાર, આચાર ને
જમીન દરકાર સર્વ તિથિવાર ચાલ્યાં જતાં
કુનેહ થકી સૌ તણી;રવિસમો ન ભાણો પડ્યો-
પડ્યો જીવનવાતમાં વિગત સર્વ સંભાળતો,
હતો કરવિહોણુ તો ય કિરણો વડે બુદ્ધિનાં
રહે ઘર ચલાવતો સતત ધ્યાન ને ધૈર્યથી.
અને ત્યહીં પડ્યોપડ્યો-મનવિચારણા એકલી
ત્યજી ખટપટો બધી વિચરતી રહી શાંતિમાં-
અપંગ મન ડંખતું, હૃદય કંપતું આધિથી:
‘અરે કબુધિયો બન્યો, ઘર બહાર કાઢ્યો ધનો !
સૂઝ્યો ન મુજ સ્વાર્થ:અંધ! અતિસ્વાર્થ તે કેહવો!
વિશુદ્ધ દિલ ભાઈનું, વળી અનન્ય એ લાગણી,
અને શું બદલો દીધો? હૃદય આ તુટ્યું યે નહીં!
અરે મનુજસ્વાર્થને હદ હશે કદી યે કયહીં?’
અનેક વમળે ડૂબે, ભ્રમણમાં ભમે ચિત્તડું,
અને નિજ વિમાસણો અવરને કહે શી રીતે?
ઝૂરે સતત એકલો: સખત ટાઢમાંથી થીજી
બધાં ય તરુપાંદડાં જઈ ખરી રહે એકલું
ગળાઈ થડ વૃક્ષનું, ઋતુ વસંતના બેસવે.

નવીન રસફૂંપળો નવીન ફાલ ફાલી રહે—
થયું કુદરતે જ તેમ વળી માનવીજીવને.
વસંત ઋતુમાં પરોઢ મહીં એકદા સ્વસ્થ એ
થતાં, ઊગમણું થયું–ઘર હતું બધું ઊંઘમાં–
પ્રશાંત મન પાંગર્યું પલકમાંહિ ભાણા તણું.
વિચાર શુભ ત્યાં ફળ્યો, ગમ પડી બધી વાતની.
'હવે ઉમર છે વધી, સમજદાર હીરો થયો,
ભલે નગર જાય ને અધિક જ્ઞાન ભેગું કરે,
ફરી બચત છે જમા અવર કામની શી હવે?
કહે છ બહુ જ્ઞાન ત્યાં નગરમાં હવે સાંપડે
અને અધિક જ્ઞાનથી અધિક ભોમને કેળવી
થએલ સહુ ખર્ચથી ય વધુ લાભ દેશે ખરો,
ઘડાઈ વધુ આવશે, મગજ ખીલશે ને વળી
ઋણ—ધનાને કરેલા અન્યાયનું
અદા ઋણ થશે, ન કોઈ જરી ચીંધશે આંગળી.
ધનો સમીપ હોત તો ય કદી હોત ના એ ભણ્યો
હવે ફરજ માહરી ઉચિત જ્ઞાન દેવું ઘટે.'
વિચાર નિતનિત્ય એમ કરતો રહે વૃદ્ધ એ.
ખરેઃ તરુવરો અનેક ફળમ્હોર ધારી રહે
અને સુફળ મીઠડાં રસદળે ભરેલાં દીસે,
પરંતુ કીટ કોક એક ફળને બનાવે કડુ,

ન દોષ તરુનો ત્યહીં, જીવન રૂપ સંસારમાં
વિશુદ્ધ મનથી સદા મનુજ બાપડો કર્મને
શુભાચરણથી ગણી પરમ ધર્મને આચરે
અનેક ધરી હોંસ–આશ, પણ ભાગ્યનું ચક્ર જો
વિછિન્ન, વિધિ વક્ર જો, પુરુષદોષ તો ક્યાં પછી?
અનેક મનચિંતવના, સરળ બુદ્ધિ ભાણા તણી
થએલ પરિપકવ જે અનુભવે કસેલી વળી
કરી દઢ ફરીફરી ઉભય બાળકોને કહી.

હતો દિવસ એક, સાંજ, જરી આંચળો ગેરૂઓ
રહેલ પથરાયલો તરુવરો-શિરે સૂર્યનો,
અને સમય એ જ ઉત્તમ ગણી, નિરાંતે હતી,
સમીપ નિજ ખાટલે ઉભયને લઈ, શાંતિથી
કહી મનવિચારણા, સકળ ધારણા હેતથી;
વળી રતનને કહી વિગત મુખ્ય તૈયારીની,
સુબોધ વચનો શિખામણ અનેક સૌને મઢ્યાં
'સુસંપ ફળ વાત' ને અવનવીન દૃષ્ટાંત કૈં.
અને નિત સવારથી રતન સર્વ તૈયારીની
કરે ગણતરી, હિસાબ ટીપ વસ્તુનાં ટાંચણાં;
પરંતુ રડવા સમી ભુખર સાંજની ગોદમાં
થતાં નયનઆંસુ નિત્ય અભિષેક દે રાત્રિને.

શુભાશિષ વિના વદાય વડીલો ન દે ગામમાં,
અને ત્યહીં રહે પડોશમહીં ગામનો બ્રાહ્મણ,
વયોવરધ એ છતાં ફકત એક પોથી તણા
મુખે પઠનપાઠથી વરતપૂજનો વાર ને
જનોઈ લગનો શુભાશુભ પ્રસંગની કુંડળી
ઘટાવી ગ્રહમેળને મુરત જોઇને દે તિથિ
વદાય વ્યવહારની: સકળ ગામના કૂળના
જીભે સહુ ગ્રહો ફરે ફકત આંગળી વેઢમાં,
કદિક વકરાય તો લગીર દાનથી સુધરે!
નિખાલસ દિલે—ન હોય ફરજંદ એ પોતીકું—

શહેરનાં બંધીઆર નળનાં પાણી

'ઘણો ખરચ, કાળજી નગર બંધ પાણી તણી,
ખૂણી કસરની ઘણી, વિવિધ શોખ, આડંબર,
મળે સગવડો અનેક, પજવે ખીસાકાતરૂ,
જરી નજર રાખવી, નવીન દોસ્ત સંભાળવા.'
મળી મરદમંડળી શબદ બોધના ઓચરે.
પણે રતન ચોકમાં શરીર થાંભલે ટેકવી
ઊભી મન વિચારતી, સકળ ભાવિ વાગોળતી,
બની ગરીબ ગાય શી ગરક દુઃખમાં એકલી,
ખણે પગ થકી ધરા—ડળક આંસુડાં સારતી.

ભલે અગતનું ન હોય, જરી જેટલું કારજ,
સપોરં દિન, વર્ષગાંઠ, સુપ્રસંગ ખેતી તણો,
કંઈક શુભ કાર્ય તો રતનને પગે લાગતો.
વિના નમન કે શુભાશિષ વિના ન હીરો કદી
ભરે જ ડગલું કયહીં. શુકન ભદ્રશાળી મુખે
સૂણે પ્રથમ એ પછી સકળ કાર્ય આરંભતો.
ત્યહીં રતન પાસ મંદ પગલે ગયો હીરલો.
'રતુ!' શબ્દ એટલો મુખ થકી જઇ ઓચર્યો
અને ડળક આંસુ બે રતનઆંસુ સાથે સર્યાં.
અને મૃદુલ હાથથી હૃદય સાથ ચાંપી રહી,
છુટી સતત આંસુધાર અટકી ન કેમે જરી,
અને રતન પાલવે નયન-હીર-આંસુ લૂછે.
થતાં કંઈક શાંત ત્યાં રતનને ઉરે ઊંઘતાં
સજીવન થતા સુણ્યા જીવનમંત્ર ઓ બાલ્યના:
ફૂટી જીવનવેલડી ઉભય વીંટળીને વધી,
સહ્યાં કઠણ તાપ ને મધુર ટાઢ બે સાથમાં,
કદી ઘુમરી ઘાલતો પવન વાય તો એ સમે
થઇ જીવન એક ગાંઠ વીંટળી ગુંથાતાં વધુ,
અતૂટ ઉર ગ્રન્થિ આજ જરી વારમાં છૂટશે?
વિયોગ વસમો: વિચારવમળે નિરાધાર શાં

રડે, ફરી વદે, રડે, અધખુલેલ બે હોઠથી,
કદી ફક્ત શ્વાસથી, મરણતોલ એ જીભથી,
મથી ઊચરતાં હવે શબ્દ ‘બ્હેન !’ ‘ઓ ભાઈલા!’
અને હૃદયનો ડૂમો કંઈક ઓસર્યો તે પછી
વધ્યો, રમતિયાળ તે દિવસચિત્ર તાજાં થતાં:
‘કરી ભૂલ હશે અનેક મુજ સર્વ ઓ બ્હેનડી !
અરે ઘણીકવાર, બ્હેન, મુજ સ્વાર્થ વ્હાલો ગણી
હશે જિદ કરી, કર્યો મમત કે નજીવું લડી,
અનેક પજવાટવેળ સહુ સાંભરે આ સમે;
પરંતુ વસમી ઘડી સહુ થકી અબોલા તણી,
દમે દુઃખદ એ હવે અહહ ભૂત એ કાળનું !
હતો સમય ટૂંક ને પલકમાં વહ્યું બાલ્યનું
રૂડું જીવનપર્વ એ,—સરવશ્રેષ્ઠ એ કાળમાં
લડ્યો, સહજ માટ શીદ મમતે અબોલા લીધા?
અમોલ મૂલવ્યો ન મેં સમય મૂલ્યવંતો બધો.’
પરંતુ હતી એક વાર રમવા ઘડી એ સમે
હસી રતન ભાઈને, પ્રગટ કોપ હીરા તણો
થયો, વચન ઉચ્ચર્યો ‘રતન!’ એટલા ક્રોધમાં,
અને મતિ ફરી, થઈ સ્મૃતિવિહોણ એ નિર્બળે
રતને મશ્કરી કરી— થઈ સખત એક રે તતડતો તમાચો દીધો,

થયું તરત ભાન એ ભૂલ તણું વળી આ સમે
પગે રતનને ઢળ્યો, રતનને મુખે વ્હાલનું
લસ્યું અજબ તેજ એ ન નીરખી શક્યો હીરલો.
નમી કર ગ્રહી લઈ તરત ચુંબવો વ્હાલથી
'કરીછ વળી ઘેલછા!' વચન એટલાં એ વદી,
અને ઉભયને ખભે દડદડી રહ્યાં આંસુડાં;
ફરી જીવનમાં કદી રતન માટ એવી રીતે
લૂલી જીભલડી ભૂલી પડી ન ક્રોધની જાળમાં.

હસી, મશ્કરી કરી- ત્યારે હીરાએ એને ક્રોધમાં તમાચો માર્યો, પછી રતનને પગે ઢ- ળ્યો, ત્યારે રતનના મુખ ઉપરના ભાવ હીરો ન જોઈ શક્યો

ગયો વખત તો પરંતુ ચચણાટ એ પાપનો
ધીમે હૃદયશલ્ય શો સતત ખૂંચતો, આજ તે
અચાનક ચીરી રહ્યો હૃદય હીરલાનું હવે:
'મને કર ક્ષમા ફરી રતન આજ એ ભૂલની,
ફરી રતન! આજ એ કટુ પ્રસંગની દે ક્ષમા.'
વદ્યો અહહ! એટલું રતનથી ગયું ના સહ્યું.
અને તરત એ વદી સરલ હેતની મૂર્તિ ત્યાં:
'નહિ, મુજ તણો હતો નકી જ વાંક એમાં ખરે,
મને વચન એટલાં બીજથી કોણ ક્હેશે હવે?'
અનેક વઢવાડનો વખત મીઠડો જે વહ્યો
સજીવન થયો બધો, ગળગળાં થઈ સાથ બે
ભૂલી કંઈક ને સ્મરી કંઈક હૈયું ઠારી રહ્યાં.

અત્યારે એ તમાચા- પ્રસંગ યાદ આવ્યો

પછી રતન ને હીરો વચનની કરે આપલે.
‘મને ન ગમશે જરી; જરૂર જો લખી પત્ર તું
સદા ખબર આપજે; શરીર, ભાઇ, સંભાળજે;
તું તો છું કની રેઢિયાળ, નથી ભાન તારૂં તને,
થશે શું ત્યહીં તાહરૂં? મુજ વિના બધી કાળજી-
-વિહીન થઇ એકલો! સતત એ જ ચિંતા મને.’
ડહાપણ તણાં અનેક વચનો વદી હોંસથી,
વઢી અધિક વ્હાલથી; બધુંય સાંભળે હીરલો.
શરીરદરકાર માટ વળી વારવારે કહે,
દઈ નરમ ઉત્તરે ધીરજ–શાંતિ–આશ્વાસનો,
પરંતુ બધું ઓગળે રૂદન માંહિ અંતે ફરી,
ફરી વચન–આપલે, ફરી બધું ય પારાયણ,
નવેસર રસે થયાં, વખત એમ ચાલ્યો જતાં
વહાય ઘડી સંમુખે, દુઃખદ કાલ, આવી ખડી.

સૂઝે ન કંઇ બાંધવું, રતન એકલી હાથમાં
લઇ વિગતનોંધ ને જરૂરનું કરી એકઠું
વ્યવસ્થિત કરી બધું સગવડે રહે બાંધતીઃ
‘મૂકું છ અહીં જો,અને ગરમ શાલ આ પોટલે.
રજાઇ અહીં બિસ્તરે, ખપ પડે ભલે ખોલજે,

ત્રીસ

અહીં છે તુજ વાટવો, નજર રાખજે એટલી,
તને ન કંઈ કાળજી, તદન ભાનભૂલો નકી.'
જવા દિવસની અગાઉ ત્રણ જીવ સૂતા નથી.
ઊંઘે સકળ ગામ ત્યાં ફક્ત એક ભાણો ધીમે
અનેક ઉપયોગ વાત વળી હોંસ ને હેતથી
કહે, અનુભવેલ સત્ય સહુ ધર્મસૂત્રો બધાં,
અને ઉમળકે ભરેલ હૃદયે દીધી આશિષોઃ
પગે વડિલને પડ્યો, હૃદય બે ભરાયાં પૂરાં.
પછી ઉભય ભાઇબ્હેન વળી કૈંક બાકી બધું
સમેટ કરતાં, મળે ન પરવાર વાતે જરી,
અને નયન લૂછવા સૂરજને જ ચિંતા થતાં
સજીવન કરે બનેલ દુઃખબ્હાવરાં બેઉને
સૂતેલ અધરાતથી ય ઘડી એક વીત્યા પછી.
શુભાશિષ દઇ લીધાં ઉર ભરી ય ઓવારણાં,
જરી દહીં મુખે, કરી શુકન કંકુ ચાંલ્લો વળી,
ઊભી'તી શુભ ગાય માત ગૃહઆંગણે 'મંગળા', મંગળા–ગાયનું નામ
પ્રયાણ ઘડીએ અનેક શુભ આશ સ્પર્ધા કરે.
ગયાં જન વળાવવા સકળ ગામને પાદરે,
પરંતુ રહી એકલી રતન આંગણે ને જુએ
રહી કર હલાવતી ઉર હુલાવતી 'આવજે!'

વિયોગ હૃદયે, મુખે ચમકરેખ આનંદની
ધરે નયન આંસુડાં; ખળખળી વહે એટલાં
જુએ ન કંઇ યે પછી નજર બંધ એથી થતાં.



વ્હાલાનો વસન્તની અન્તે વિહરણ.

હવે નવલ સૃષ્ટિનો વિહરનાર હીરો બન્યો.
મળે ન જળ મીઠડાં. શીતળ છાંયનો લીંબડો,
ભલે કટુ પરંતુ દેહરણવાળ એ નિત્યનો,
હવે ન શિરછત્ર એ, અનિલ સ્વચ્છ તો ક્યાં પછી?
ન તેમ રવિતેજ અંગભર પૂર્ણ દે શક્તિ કે.
ધરાતલ પરે સપાટ કણિકા શિલા ડામરે,
થરો મલમના, મળે ન ક્યહીં સ્વચ્છ માટી વળી;
નહિ પગરખાં, પરંતુ પગબંધનો એટલાં
શરીર ધરતી તણો ન જરી શુદ્ધ સંપર્ક દે.
અને ગગનમાં વહે ધરતીગર્ભભઠ્ઠીશિખા
મનુષ્ય ગૂંગળાવનાર અવકાશને રૂંધતી.
અશુદ્ધ જળ, તેજ, વાયુ, અવકાશ, પૃથ્વી તણો
ઉપાસક બન્યો, હવે પરમ પંચભૂતો તણું
સુરક્ષણ ગયું, ગઇ રતનની ય રક્ષા રૂડી,
પૂરેલ શુક પીંજરે—કૂપ વિષે પડ્યો મંડૂક—
કરે પટપટાત, નિત્ય શ્રવણે ધર્યું ઓચરે,
જુએ નિકટ તે જ સ્વર્ગ ગણી રાચતો સર્વદા.
અગાધ શુચિ જ્ઞાનવારિ તણું બિન્દુ ના સાંપડ્યું,

નગરમાં તો પંચમહાભૂતો કેટલાં બગડેલાં મળે?—વાયુ તે સ્વચ્છ નહિ; તેજ, તે પણ સંપૂર્ણ નહિ

ડામરના રસ્તા ઉપર સ્વચ્છ માટીનો સંપર્ક પણ નહિ, તે પૃથ્વી પણ નહિ

મીલો, તેથી આકાશ પણ રૂંધવાએલું. એમ પૃથ્વી, પાણી, આકાશ, વાયુ અને તેજ બધાં જ ખરાબ

નવે નવું નિહાળતાં પરમ મોહ વિદ્યા તણો
વધ્યો ઉપરથી, અને સહજમાં સર્યો વ્હેણમાં.

અને પૃથિવિને ડીલે વ્રણ સમાં અરે કેટલાં
મહાનગરનાં ઝરે ખરજવાં સદા ચોગમ!
ત્યહીં નગરકુંડમાં અધમ કીટ હીરો બને,
રૂડી નગરરોશની, નગરશોખ, આડંબરો
બધી નગરની મજા, નગરવૈભવો દેખતાં
યથેચ્છ ફરવું, યથેચ્છ જમવું, યથેચ્છા પીવું.
ન શું લત સુઝાડતી? મનસૂબો થઇ વીફરે,
પતંગવત જિંદગી પવન વાય ત્યાં ત્યાં ઊડે.
કદી ચકરમાં ચડે, જઇ પ્રચંડ વંટોળમાં
ન દોર રહી હાથ ત્યાં, અડવડે પડે એકલો.
વિશાળ અતિ વાંચનો! વિકટ પુસ્તકો કેટલાં?
પૂરૂં વરસ થાય ત્યાં સહજ સાધ્ય એ સૌ થતાં!
સભાસદ થવું, સુભાષિત સુવાચ્ય સંભાષણો,
સભાપતિ થવા કદી કંઇક સભ્ય તૈયારીઓ,
સમાજ રચવો નવો, અદકું કાર્ય કેવું વળી.
સમાગમ રૂડો, સુસંસ્કૃત થવું, જરી આવવું
જરી જવું કહીંક, એમ સહચાર સંમેલનો

થકી 'સુધરતાં' જતાં સકળ દૃષ્ટિબિન્દુ નવાં.
મળે સમય ના જરી, કદીક આ કરૂં, તે વળી.
જૂઠી તકલદી સપાટી પર દીપતી સંસ્કૃતિ
ગ્રહી, નકલ સર્વ સર્વ વ્યવહારઆચારમાં,
અને કહીંક હોય સદ્‌ગુણ ન તે ધર્યો ધ્યાનમાં,
ઊખેડી મૂળ એક જે અસલનાં ઊંડે ઊતર્યાં,
અસત્ય મહીં ડૂબતો વિમળ સત્ય આઘું કરી,
જુએ નકલને સદા, ડગમગે બધું શંકતો,
જૂઠાં પડ વધારતો, અમર જ્યોતિને ઢાંકતો,
સજીવ સહુ વસ્તુને ઉપરચોટિયા જ્ઞાનથી
ઘટાવી જડ ગોઠવે ફક્ત બુદ્ધિસંચા મહીં,
અસહ્ય વલખાં મહીં ભુલભુલામણી પાંગરે.
વિચિત્ર વિધિયોગ તે, નગરના મહાચોકમાં
અચાનક કુમારિકા વિવિધ વસ્ત્ર ભારે સજી,
છટા પુરુષની, પરંતુ અબલા બલે, દૂદળી
છતાં નયનમીટથી, મુખમરોડ મીઠા થકી,
જરા મધુર હાસ્યથી, ભલભલા તણાં કૂમળાં
હરે હૃદય તો કંઈ, નહિ બચ્યું હીરાનું નકી.
અને નગરકન્યકા, નવઊછેર, ચાપલ્ય એ,
અને શરીર સ્વચ્છ ગૌર, વધુ ગૌર આડંબરે,

—કપોળ થકી કેશનો લટવળાંક આકર્ષક
જીભે મધુર બોલની અવનવીન બારાખડી—
જરા ફરફરાટથી થરથરાટ હોઠ તણો
વધ્યો તરફડાટ ને ભ્રમણમાં પડ્યું યૌવન.
અને મનગમી રચેલ સહુ કલ્પનાસૃષ્ટિમાં
ભમે, અવનવાં સજે વિવિધ પાત્ર પોતાતણાં;
તરંગ કૂદકે જીતે ગઢ અનેક જે ગોઠવ્યા
બની કુલણજી ફૂલે નિજ વિચિત્ર લીલા મહીં.
રહે વલખતો ત્યહીં સ્મરણ શું રહે ગામનું?
અને દિવસ આખરે, ક્ષિતિજપાળની મધ્યમાં
મનોહર સુરમ્ય રંગ ધરી દિવ્ય સન્ધ્યા તણી
ઊભેલ શુભ મૂર્તિને પલકમાં ત્યજીને નિશા
રહે મલપતી સદા ઝગમગાટમાં એકલી;
ત્યજી સ્મરણથી ખરે રતનને હીરાએ હવે
નિશા જયમ નચિંતથી મધુર સાન્ધ્યમૂર્તિ ત્યજે,
નિખાલસ ઉદાર હેતભરી એ ભલી બ્હેનનાં
ભૂલ્યો સરલ પ્રીતબ્હેણ, શુભ ઊર્મિમાધુર્ય, ને
અગાધ ભરપૂર વ્હાલ વળી છાંય શીળી ભૂલ્યો:
મનોહર સુરમ્ય ભવ્ય કદી દિવ્ય રંગો ધરી
હિમાલય સુવર્ણશૃંગ રવિતેજની જ્યોતિમાં

છત્રીસ

ઝગે, અવનવી કદી પરમ દીપ્તિ દેતું નભે,
હિયે મનુજ માત્રને નવીન પ્રાણ, આશા, પ્રભા;
અને શિખરજાળમાં રસળતાં નભે વાદળાં
લડી મથી ચઢી જરી ધુમસછાંયથી ઢાંકતાં
છતાં શિખરરાજ તો ગગન ભવ્યતા પાથરે;
પરંતુ રવિ આથમ્યે શિખરરેખ સોહામણી
ધીમે કજળતી જતી, ભુખર ને વળી શામળી
થઇ, થઇ અલોપ, ચિહ્ન નવ લેશ એનું રહે;
ગઈ રતન ઓગળી શિખરરેખ શી હીરલા
તણા સ્મરણથી સરી, થઈ પ્રસુપ્ત અંધારમાં.
બધા નિયમ કાગળો વચન સર્વ મોંએ રહ્યાં,
હતાં વચન તો દીધેલ કંઇ રોજ ને રોજનાં,
પરંતુ દિન સાત એમ વળી પંદરે વીતતાં
ન પત્ર જઇ એક તે રતન આંસુડાં સૂકવે.
વહ્યાં સમય સાથ સર્વ સ્મરણો જૂનાં દૂર ને
સુશિક્ષિત થએલ પત્ર લખવા ધરે હોંસ ના
અને અભણ તે પણે વલવલે વિના પત્ર ત્યાં.

હિમાલયનાં શિખરો નીચે વાદળાં રસળે છે એ, અને કદાચ ધુમસ એ શિખર-જ્યોતિને ઢાંકવા મથે, છતાં શિખરરાજ તો ગગનમાં ભવ્યતા પાથરે જ છે. પરંતુ સન્ધ્યા પછી ઊંચું શિખર પણ ધીમે ધીમે આંખઆગળથી સરી જતું અલોપ થઈ જાય છે, એમ ગઇ રતન ઓગળી...

૬૫૫



અરે; વરસઆખરે વતનછાંયમાં હીરલો
ફરે ભણીગણી ઘરે, વધુ રજા રહે તે છતાં
ઠરે નયન ક્યાં જરી જમીનમાં ન કે કામમાં,
નહિ મદદરૂપ થાય કદી બ્હેનને ભાઈ એ;
અને રતન તે ભલી, અધિક વ્હાલ તે એવડું,
વિચાર મનમાં કરે: 'ભણીગણી પધાર્યો અહીં
નચિંત થઈને ભલે કંઈક આંહિ આરામ લે.'
અને નિત વધારતો શરીર બુદ્ધિનાં આળસ.
છકેલ વળી તે હવે વડિલવાત શું સાંભળે?
રહે દિવસ ચાર તો 'બહુ જ કામ છે એટલે
જવું જરૂર તો ઘટે.' દીપકજ્યોતમાં જંતુઓ
ધસે ત્યમ જ એ ધસ્યો નગરમાં જતો: ને અહીં
અનેક મનગોઠવી સકળ ગોઠ અંગાર શી
સૂના હૃદયમાં સદા રતનને રહે ડામતી.
અને તિમિરથી ભર્યા જગતમાં કદી કો પળે
ક્યહીંક ઝબકી રહે વીજળી એમ આવ્યુંજવું
થતું, રતન અંતરે સુભગ એટલી બે ઘડી.

વળી કંઈક ગામની નવરી જીભ નિંદાભૂરી
કરી લપલપાટ કૈં સહજ વાત લંબાવતી.

આટલીસ

અને રતનના ઉરે અહહ ! તીક્ષ્ણ ખીલા સમા
પડે જખમ જે ઊંડે નવ રૂઝાય કો દી હવે,
સૂણે રતન રાંકડી મન મહીં વિમાસે ઘણું.
અહો ઉગમકાળથી રતનનો હતો હીરલો
દટાય રજમાંહી એ નવ ખમાય કેમે કરી.
દઈ મન કર્યું હતું જતન જેહનું તે હવે
ભૂલે વચન ને ભૂલે ઉગમકાળની પ્રીતડી !
અસંખ્ય ઉપકાર ને વચન તો ભલે રે મુઆં,
પરંતુ પ્રિય બન્ધવો સ્મરણમાં ગૂંથ્યો એટલો
ભૂલાય કયમ રે કરી ! સરલ પ્રીતની વેલડી
પરસ્પર રહી વધી, સકળ ઠામમાં વિસ્તરી,
અનેક પ્રગટી કળી મધુર ભાવનાની ભરી,
અહીં જનનીભોમમાં, જનનીખેતરે, ગામમાં
અહીં ઘર વિષે બધે સ્મરણફૂલ ખીલી રહ્યાં;
હવે વિષમ એ બની હૃદયમાં ખૂંચે શલ્ય શાં.
પડે નજર જ્યાં ત્યહીં તરવરે હીરાની સ્મૃતિ,
બધી રમત બાલ્યની, જીવનપ્રીતની પર્વણી !
થતાં નકશીકામ જ્યાં ગગનમાં સમી સાંજરે
ત્યહીં રતનઊર્મિઓ સ્મરણસાથીઆ પૂરતી.
જુએ નયન એક ત્યાં કુસુમછોડ જે ખીલતો,

અંધારાં થતાં અગાઉ આકાશમાં જાત-જાતના રંગો પથરાય તે સાથે સ્મરણોના

અરે; વરસઆખરે વતનછાંયમાં હીરલો
ફરે ભણીગણી ઘરે, વધુ રજા રહે તે છતાં
ઠરે નયન ક્યાં જરી જમીનમાં ન કે કામમાં,
નહિ મદદરૂપ થાય કદી બ્હેનને ભાઇ એ;
અને રતન તે ભલી, અધિક વ્હાલ તે એવડું;
વિચાર મનમાં કરેઃ ‘ભણીગણી પધાર્યો અહીં
નચિંત થઈને ભલે કંઇક આંહિ આરામ લે.’
અને નિત વધારતો શરીર બુદ્ધિનાં આળસ.
છકેલ વળી તે હવે વડિલવાત શું સાંભળે?
રહે દિવસ ચાર તો ‘બહુ જ કામ છે એટલે
જવું જરૂર તો ઘટે.’ દીપકજ્યોતમાં જંતુઓ
ધસે ત્યમ જ એ ધસ્યો નગરમાં જતોઃ ને અહીં
અનેક મનગોઠવી સકળ ગોઠ અંગાર શી
સૂના હૃદયમાં સદા રતનને રહે ડામતી.
અને તિમિરથી ભર્યા જગતમાં કદી કો પળે
ક્યહીંક ઝબકી રહે વીજળી એમ આવ્યુંજવું
થતું, રતન અંતરે સુભગ એટલી બે ઘડી.

વળી કદીક ગામની નવરી જીભ નિંદાશૂરી
કરી લપલપાટ કૈં સહજ વાત લંબાવતી.

અને રતનના ઉરે અહહ ! તીક્ષ્ણ ખીલા સમા
પડે જખમ જે ઊંડે નવ રૂઝાય કો દી હવે,
સૂણે રતન રાંકડી મન મહીં વિમાસે ઘણું.
અહો ઉગમકાળથી રતનનો હતો હીરલો
દટાય રજમાંહી એ નવ ખમાય કેમે કરી.
દઈ મન કર્યું હતું જતન જેહનું તે હવે
ભૂલે વચન ને ભૂલે ઉગમકાળની પ્રીતડી !
અસંખ્ય ઉપકાર ને વચન તો ભલે રે મુઆં,
પરંતુ પ્રિય બન્ધવો સ્મરણમાં ગૂંથ્યો એટલો
ભૂલાય કયમ રે કરી ! સરલ પ્રીતની વેલડી
પરસ્પર રહી વધી, સકળ ઠામમાં વિસ્તરી,
અનેક પ્રગટી કળી મધુર ભાવનાની ભરી,
અહીં જનનીભોમમાં, જનનીખેતરે, ગામમાં
અહીં ઘર વિષે બધે સ્મરણફૂલ ખીલી રહ્યાં;
હવે વિષમ એ બની હૃદયમાં ખૂંચે શલ્ય શાં.
પડે નજર જ્યાં ત્યહીં તરવરે હીરાની સ્મૃતિ,
બધી રમત બાલ્યની, જીવનપ્રીતની પર્વણી !
થતાં નકશીકામ જ્યાં ગગનમાં સમી સાંજરે
ત્યહીં રતનઊર્મિઓ સ્મરણસાથીઆ પૂરતી.
જુએ નયન એક ત્યાં કુસુમછોડ જે ખીલતો,

અંધારાં થતાં અગાઉ
આકાશમાં જાત-
જાતના રંગો પથરાય
તે સાથે સ્મરણોના

પણ મનમાં જાત-જાતના વેલખુડા ઊઠે.

હતો ઉભયમિત્ર એ, ટગર નેત્ર એકીટશે
જુએ પણ જુએ નહિ, નજર હોય ના આંધળી!
ન હોય સ્મરણો તણી ઊકલતી જ વંશાવળી!

ત સમે બંનેએ સાથે વાવેલો એક છોડ, તેને જોયા કરે; ને તે અંધારૂં થતાં ન દેખાય, પરંતુ જૂનાં સ્મરણો તો એક પછી એક તાજાં થતાં જ જાય.

વહે વખત તેમતેમ વળી ગામ ભેગું મળી
કરે અધસૂણી, કદી ઊડતી વાત દે ભેળવી;
સૂણી રતન સર્વ એ હૃદયમાં રડે એકલી
અસત્ય જ હશે ગણી—મૂરખ લોક તો બે ઘડી
તરંગ નવરા ઘડે, અવનવી ગપો ગોઠવે,—
બધો ય કડવો ગળે મન પ્રફુલ્લથી ઘૂંટડો.
વિશાળ પટ વ્યોમનું અનલરેખથી ચીરતો
સરે ગગનતારલો, રતનને હૃદે હીરલા
તણી સકળ વાત આગ સમ આપતી વેદના.
કદી રકમ માટ પત્તું ખખડાવતું બારણું
સપોર દિન આવતું હરખ પાથરે બે ઘડી.
પથારીવશ ને અશક્ત પણ નિત્ય ભાણો પૂછે
રૂડા ખબર હોંસભેર ગણી પુત્ર પોતા તણો,
કહે રતન સર્વ તો ય ફરી એ ઉસંગી પૂછે:
'અલી રતન! વાંચ તો જરીક હું પડ્યો સાંભળું.'
અને રતન ગોઠવે ખબર સૌ રૂડી ને વળી
ઉમેરી વધુ બોલ બે ખબર સૌ પૂછે વૃદ્ધની;

ન હોય લખ્યું પત્રમાં તદપિ એ ઉમેરી વદે
લખાણ મનગોઠવ્યું, ફક્ત વૃદ્ધ સંતોષવા
અસત્ય, કદી ફેરવી, અસલને નવું ચિંતવી,
નવું જ મનથી લખી ઉચરતી પગેલાગણું;
પ્રફુલ્લ થઇ પોઢતો સભર નીંદમાં વૃદ્ધ ને
પણે રતનનેત્રથી ડળક આંસુડાં નીસરે.
અને શબ્દબોલ બે કવરધા હીરા માટ તો
કદી શ્રવણમાર્ગમાં સરકવા ન દે વૃદ્ધના–
છતાં રતન ભાઇને રકમ તેટલી કે વધુ
ફરી કસર ત્રેવડી અચૂક પાઠવે ગામથી.

એકદા

ગયો સૂરજ આથમીઃ તરુવરો તણા છાંયડા
મળી શ્રમ ઉતારવા નીંદર માટ ઘેરા બન્યા.
રહે બળદ હાથ ના, કયમ કરી ન તાણ્યા રહે
અને ખડખડાટ ખૂબ કરી ગાલ્લી ઉલ્લાણીમાં
ઢળાવ ઢળતી જતી, ગતિ વધ્યે નદીરેલમાં
ડૂબે, જળતરંગમાં વમળહાર ને બુદ્‌બુદો
થઈ પલકમાં શમે, જળ ઠરી વહે શાંતિથી,
શમ્યાં સકળ દુઃખ એમ, નિજ અંગની વેદના
શમી કળતરા વ્યથા; મગજ શાંત ભાણા તણું
થતાં રતનને સમીપ જરી બેસવાને કહ્યું:
‘અહીં નજીક આવ, બેસ દીકરી જરા ખાટલે,
મને રતન! જો હવે વરસ એટલા દિ' કદી,
અરે દિવસ તો પછી--પણ કદાચ એંશી ઘડી,
હવે જીવનમાળખું ન પૂરું માણવાને રહ્યું.
હશે, ધીરજ રાખ, બોલ કહું આટલા માહરા
ઉતાર મનમાં ઊંડે, મુજ ગરીબની લાકડી!
હતો દિવસ અંધકાર ।ધૂળઆંધીઓ નાચતી,
રત-ઋતુ. નહિ રત તથાપિ ત્યાં ગડગડાટ એવો થતો!

બેતાળીસ

અચાનક જ મેઘલો ગગનમાંહી ગાજી રહ્યો
રચાય ધૂળથાંભલા ચમકતા ફરે ફૂદડી,
રહેલ જરી તેજમાં તણખલાં ચડેઊતરે,
દિશા નવ સૂઝે, ન વાડ તરુ છોડ કે માનવી,
ફૂંકે દિગદિગંતથી પ્રલયકાળના વાયરા,
જૂનાં ખડ તણાં મૂળો ય ધરતી મહીં ધ્રૂજતાં,
જતો ફકત એક હું નજીક આપણા ખેતરે,
મને સ્મરણ એટલું, ધમધમી રહી સૌ દિશા,
અને ગગન ભોમ એ વીજળીના કડાકા ઝીલે
અને વજર સાથમાં વીજળી એક ત્યાં ખેતરે ત્યાં વીજળી પડી.
—નથી કલમનો ઊભો જરી વળેલ જે આંબલો ?—
સરી પગ સમીપ ત્યાં કંઈક ભ્રાંતિ એવી મને,
ઘડીક મુજ જીવ ક્યાંક બની સ્તબ્ધ સંતાયલો.
થયું ગગન શાંત ને પ્રકૃતિનો ઉલાળો શમ્યો,
દીસે સૂરજ ને ધરા પમરતી ભીની ફોરમે,
બધું લસલસે, દીસે સુરખીરંગ સોહામણું;
પરંતુ અહીં જો, હતા ઉભય હાથ આ માહરા
અનેક તરુ ડાળ, સાથ લઈ વાયુ ચાલ્યો ગયો!
રહ્યાછ ઠૂઠળા વિના ગતિ કરી સદાના જૂઠા;
અને રતન! એટલે દિવસ તે થકી ખાટલે

જુરતથી—ધીરતાથી

પડચો છ; પણ ખેતરે જુરતથી ધનો એકલે
મજૂરી કરી બેવડી કસ જમીનનો કેળવી
સવાર થકી સાંજ નિત્ય જઈ રોજ એ વૈતરૂં
કરી કનકની રૂડી સભરસે ભરી ભોમને.

મજ—મુજ

અને મજ દિલે ફૂડાં ભૂતપિશાચ કો ઊતર્યાં,
ભમાવી મન માહરૂં, જમીન ભાગલા પાડવા
કર્યો મમત, ને ધનો સમજુ તે ન માને કહ્યું.
ફૂડા બહુ વિચારમાં મનસૂબા કર્યા ઝેરીલા
ભૂતાવળભર્યા મનેઃ રડવડે કદી એકલી!
કદી મતિ ફર્યે તને દુઃખ થકી ય હીરો દમે!
ન હોય મુજ જિંદગી સુખ ન દે તને હીરલો!
કબુદ્ધિ થઇ માહરી તુજ ભવિષ્યના સ્વાર્થમાં!
કર્યો મમત મેં ઘણો, કંઈક વેણુ તીખાં, કટુ
જીભે ઊચરતાં થયા જીભ તણા ન ચૂરેચૂરા.
અદાલત જવા સુધી જમીનભાગલા માટ મેં
કર્યો મમત, ને ધનો નવ ખમી શકયો દુઃખ એ,
હતી દિલમહીં ભરી કુળ–જમીનની મોટપ.
મળે ન કયહીં જોડ ભોમ પ્રતિ ભાવ ને ઘેલછા,
અહો અજબ! એહના, સકળ ગામમાં એહવાં
હજી સ્મરણમાં નથી, અગર તો અગૌ કોકનાં.

ચુંમાળીસ

ધનો બહુ કહે, અરે કરગરે બીચારો સદા,
પરંતુ જિદ હું કરૂં, અવગણી કરે લાંઘણો,
છતાંય પજવ્યો ઘણો, કંઈકિવાર કંટાળતો,
કુસંપ કડવાશ ક્લેશ વણકારણે નોતરી ૭૫૦
સુરક્ષિત ઊભેલ જ્યાં પગપ્રહાર મેં ત્યાં કર્યો.
ક્યાં કરમ ભોગવું, હજી ય શું હશે આ પ્રભો!'
અને શ્રમ ચઢ્યો ઘણો, જળતણો પીધો ઘૂંટડો,
વિરામ લઈને વદ્યો, રતન ધ્યાનથી સાંભળેઃ
'સવાર ઊગતું હતુંઃ નીંદરમાં હજી આંખડી,
ત્યહીં ઉભય હાથથી નમન એ કરીને ઊભોઃ
'નહિ સહન થાય એમ કુળભોમના ભાગલા,
ભલે સકળ ભોમના અણઘડી થકી છો ધણી
તમે વડિલ બંધુ ને ફક્ત આટલો હીરલો
ધરૂં છ ચરણે હવે—બચત માહરી રંકની ૮૦૦
અને રતન સાથ એ જરૂર પાળજો આટલી
કરૂં છ બસ એક એ વિનતિ, ને કદી બોલ બે
ઊંચે સ્વર થકી વદ્યો વડિલ બંધુ દેજો ક્ષમા'.
કહી અહીં થકી ચળ્યો, સહજમાં ગયો ખેતરે,
અને ત્યહીં થકી વહ્યો, પવન શો, મળે ચિહ્ન ના.
પડ્યું વજર મસ્તકે, વીજળી શા પડ્યા બોલ ને

જુરતથી—ધીરતાથી

પડચો છ; પણ ખેતરે જુરતથી ધને એકલે
મજૂરી કરી ખેવડી કસ જમીનનો કેળવી
સવાર થકી સાંજ નિત્ય જઈ રોજ એ વૈતરૂં
કરી કનકની રૂડી સભરસે ભરી ભોમને.

મજ—મુજ

અને મજ દિલે કૂડાં ભૂતપિશાચ કો ઊતર્યાં,
ભમાવી મન માહરૂં, જમીન ભાગલા પાડવા
કર્યો મમત, ને ધનો સમજુ તે ન માને કહ્યું.
કૂડા બહુ વિચારમાં મનસૂબા કર્યા ઝેરીલા
ભૂતાવળભર્યા મનેઃ રડવડે કહી એકલી!
કહી મતિ ફર્યે તને દુઃખ થકી ય હીરો દમે!
ન હોય મુજ જિંદગી સુખ ન દે તને હીરલો!
કબુદ્ધિ થઇ માહરી તુજ ભવિષ્યના સ્વાર્થમાં!
કર્યો મમત મેં ઘણો, કંઈક વેણ તીખાં, કડુ
જીભે ઊચરતાં થયા જીભ તણા ન ચૂરેચૂરા.
અદાલત જવા સુધી જમીનભાગલા માટ મેં
કર્યો મમત, ને ધનો નવ ખમી શકચો દુઃખ એ;
હતી દિલમહીં ભરી કુળ-જમીનની મોટપ.
મળે ન કયહીં જોડ ભોમ પ્રતિ ભાવ ને ઘેલછા,
અહો અજબ! એહના, સકળ ગામમાં એહવાં
હજી સ્મરણમાં નથી, અગર તો અજો કોકનાં.

ઘનો બહુ કહે, અરે કરગરે બીચારો સદા,
પરંતુ જિદ હું કરું, અવગણી કરે લાંઘણો,
છતાં ય પજવ્યો ઘણો, કંઈકવાર કંટાળતો,
કુસંપ કડવાશ ક્લેશ વણકારણે નોતરી
સુરક્ષિત ઊભેલ જ્યાં પગપ્રહાર મેં ત્યાં કર્યો.
કર્યાં કરમ ભોગવું, હજી ય શું હશે આ પ્રભો!'
અને શ્રમ ચઢયો ઘણો,જળતણો પીધો ઘૂંટડો,
વિરામ લઈને વધ્યો, રતન ધ્યાનથી સાંભળેઃ
'સવાર ઊગતું હતુંઃ નીંદરમાં હજી આંખડી,
ત્યહીં ઉભય હાથથી નમન એ કરીને ઊભોઃ
'નહિ સહન થાય એમ કુળભોમના ભાગલા,
ભલે સકળ ભોમના અબઘડી થકી છો ધણી
તમે વડિલ બંધુ ને ફકત આટલો હીરલો
ધરું છું ચરણે હવે—બચત માહરી રંકની
અને રતન સાથ એ જરૂર પાળજો આટલી
કરું છું બસ એક એ વિનતિ, ને કહી બોલ બે
ઊંચે સ્વર થકી વધ્યો વડિલ બંધુ હેજો ક્ષમા'.
કહી અહીં થકી ચળ્યો, સહજમાં ગયો ખેતરે,
અને ત્યહીં થકી વહ્યો, પવન શો, મળે ચિહ્ન ના.
પડ્યું વજર મસ્તકે, વીજળી શા પડ્યા બોલ ને

ઝીલી શઢ થઇ હું તો ચમકથી જરી ઊગરી
કંઈક ઊચરૂંછ ત્યાં નજરમાં મળે એ નહિ.
બધું પળ મહીં બન્યું નવ બન્યું, ન વાચા જીવે,
જીવે ન મન માહરૂં, ભ્રમ હશે ઘડી બે ઘડી!
પરંતુ સુણ દીકરી! અહીં થકી ધનો રે ગયો,
ગયો જીવનથી ધનો, દિવસ આજની આ ઘડી
સુધી ન હજી મ કદી મન થકી ત્યજી ચિંતના.
ગયો ઘર ત્યજી જમીન કુળ ને ત્યજી પુત્રને;
અને રતન! નિંદજે અહીં પડ્યા પિતાને હવે
કબૂલ કરૂં ભૂલ હું મમત માહરો ઝેરીલો;
મને રતન! માફ કોણ કરશે ન જો તું કદી?
મળી ન કંઇ ભાળ ને જળ સમો વહ્યો કાળ ને
પરંતુ કર માફ બ્હેન મુજ ભૂલ તું એટલી.
અને દિવસ તે થકી જીવ સમાન હીરો મને
કરૂં જતન ને હજી તુજ થકી ન જુદો ગણું.'
સુણે રતન એ બધું, નયન આંસુધારા વહે
અને વરધ આંખથી ય દદડી વહે બિંદુડાં,
અને પલકવારમાં રતન ડૂસકે ચે રડે,
ન હાથ ઊપડે છતાં હૃદય ઊછળે એટલું!
થયો ઉભયનો ડૂમો કંઈક શાંત ત્યારે ફરી,

ન હોય થયું સ્વચ્છ જેમ નભ એક વર્ષા પછી
થયું મન પ્રફુલ્લ નિર્મળ, પરંતુ દેહે વ્યથા
વધી શ્રમ થકી, ફરી જળતણા પીધા ઘૂંટડા.
ફરી લથડતી જીભે વચન એ વધો એટલાં:
'હવે રતન હું નથી વધુ, પરંતુ બેટા! કહે,
નીરાંત મુજ માટ તું ફકત હીરલાને હવે
સહોદર સમો ગણી જીવનકાળ સંભાળજે.
બને છ તમ બેઉને, ઉભયને રૂડી પ્રીતડી,
કરેલ અપરાધનો વળતરો થશે કૈંક જે
અને બળતરા દિલે ય શમશે કંઈ માહરી.'
કહ્યું: કળ વળી, નચિંત મન, શાંતિ આંખે ઠરી,
અનેક વરસો તણો શ્રમ હવે જતો ઊતરી,
થયું ચમકમિશ્ર અંગ, વળી સ્નાનઝોળા વળ્યા,
જુએ રતન એ પરંતુ સમજે શું એ બાળકી ?
અસંખ્ય વ્યવહારમાં, જીવનકાર્ય ને ક્ષેત્રમાં,
અનેક સમદીપ સાથ સહકાર સત્સંગથી
વધુ પ્રબલ જ્યોત એમ પ્રસરાવી કૈં કૈં દિશા,
અનેક રતકાળથી, અનુભવે કસી બુદ્ધિથી
અનેક જીવજ્યોત સાથ નિજ તેજમાયા રચી,
અનેક જીવદોર સાથ વણી તંતુ વાત્સલ્યનો,

ભાણાએ પોતાની જીવનમાયા સંકેલી લીધી.

ઘડી પળ ઠરી રહ્યાં, અચલ નેત્ર એકીટશે
કંઇક નવું ન્યાળતાં–સહજમાં થયાં બંધ બે;
ભળ્યો પરમ જ્યોતિમાં અસલ કુળનો દીવડો.





પિતા પરમતીર્થ એક શિરછત્ર જે એટલું
ગયું; જગ વિષે રહી સમયના મહાવ્હેણમાં
તરંગ સમ એકલી રતન; ને ધનો તો કયહીં
અનંત યુગ દૂર દૂર, અતિદૂર ક્યાં યે વળી!
અને સમીપમાં નહિ ઉગમકાળનો બંધવો.
હવે રતનને શિરે વિપદવાદળાંની ફૂણા
થઇ પ્રસરવી શરૂ, જીવનમાં વધે વેદના.
શરીર સહુ ઘાટીલું, વજર શાં હતાં અંગ જે
હવે જળવિહોણ મીનગતિ શાં થતાં દૂબળાં,
ન અન્ન પૂરતું જમે, શરીર પોષવાને ભરે,
ગળાઈ દૂબળું થયું સકળ એ ભર્યું અંગ ને
ઊડી વદનથી ગયાં સકળ હાસ્ય સોહામણાં,
નરી સરલતા જ ઓળખ રહી હવે દેખવી.
કરુણ કથની કહે નયન દુઃખતેજી બન્યાં,
અનેક જખમો સહી હૃદય જે ન રીઢું થયું
થયું વધુ દયામણું હબકમાં હીરાની હવે.
ગણાય કરખી તણો ઉજમ તો વળી ઉત્તમ
છતાં ન ભરણું મળે ઉદર પૂરવા પૂરતું.
નસીબ–પુરુષાર્થનો સુભગ મેળ ખેતી વિષે,

કરખી–કૃષિ, ખેતી
ઉજમ–ઉદ્યમ

ન મહેનત ઊગે, ન દાણો ફળે; એમ બંને ઠેકાણે 'ન' લેવો

છતાં વિધિ રૂઠે, મહેનત ઊગે ન દાણો ફળે;
પિતા જગતનો ગણાય, જગતાતની આ દશા!
ન શેઠ ઉપરી વડીલ, પણુ એક દૈવી કૃપા
તણી સૂરજ તાપ ટાઢ વરસાદની શક્તિઓ
વસે કુદરતે, અમીનજરમાં સુખી રોટલો.
પરંતુ કદી એ રૂઠે, ધરતીમાત રીસાય, તો
જુઓ જમ સમા ધસે જમીનદાર નાણાવટી
બધાય ધન ધીરનાર વણિકો લઈ ચોપડા,
ન હોય જમરાજના હજુરિયા! મહા ક્રોધથી
દયા, સહજ બુદ્ધિ કે નમનતાઈ છાંડી બધી,
કરે વસુલ મ્હેસુલો મનગમી કરે માગણી.
પૂરી ખતવણી તણાં ન સરિયામ કૈં પુસ્તકો,
બધી ગણતરી થતી ફક્ત ત્યાં નવાબી જીભે;
બચે રતન કેમ એ જુલમકોરડેથી કદી?
અરે, દુઃખપરંપરા—દુઃખ તણા ભૂંડા ડુંગરા
હજી રતનને શિરે કંઇક જે હશે બાકીમાં
પડ્યા ફરી ફરી અને રતન સર્વ સ્હેતી જતીઃ
દુકાળ વસમો દીસે, વરસચિહ્ન માઠાં થતાં
અને રતન-ખેતરે વગર ખાતરે—મ્હેનતે
પૂરી ન વળી દેખરેખ પછી પાક શું ઊતરે?

ગમે ત્યમ કરી હવે જીવન-રોજીઉં કાઢતી;
અને સહજ સાંજ થાય ઘૃતદીવડો પ્રજ્જવલી,
જરા ધ્રૂજતી રેખશું ધ્રૂજતી પાંપણો મેળવી
નમાવી મુખને કરી ઉભય હાથની અંજલિ
કંઈક મનશાંતિ માટ કથળેલ એ પ્રાર્થતી.
નિહાળી મુખજ્યોતિ એ દીપશિખા ઠરી ઊજળું
કરે વદન; ને ઊંડા હૃદયશ્વાસઉચ્છ્વાસમાં
શિવાલય તણી ત્યહીં ટણુણુ ઘંટડીઓ ભળે;
કરે સજળ નેત્રથી નજર બ્હાર બારી થકી
ત્યહીં નયનબિન્દુને સૂરજ ડૂબતાં ભોંયમાં.
અનંત ઘટમાળની પળકળા સમી રાત્રિમાં
તરુવર ગૂંથેલ શ્યામ ટપકી સમી ધાબળી
નીચે ધગધગેલ થાય કંઇ શાંત જ્યારે ધરા,
ધરા ઉર પરે રહે પવન મન્દ મૂર્છા મહીં,
વિશાળ મધરાતમાં ઝઝૂમતાં નભે વાદળાં
તણા અધિક ભારથી સળવળે ન એકે ખૂણે,
અને ભયભરી નિઃશબ્દ મરણાંત શી શાંતિમાં
અચાનક સુણાય ક્યાં પવન હેડકી ખાય તે
રહે ધ્રૂજવતો વળી કંઈક ધાબળી છેડલો,
શમેલ ડુસકે અચાનક જ દુઃખ-નિદ્રા હરે,

તપેલી પૃથ્વી ઉપર તરુવરનો છાંયડો, એ ઉપર પવન મૂર્છામાં પડેલો, તે ઉપર વાદળાંનો ભાર; એવામાં ક્યાંક કોઇ ખૂણે એ પવન સળવળે—એ હેડકી ખાય, ડચકિ-

અને રતનચીસ ને પવનહેડકી એ ભળી
ભયંકર ઘડે ત્યહીં હબક ગૂઢ એ શાંતિમાં.

યું ખાય; એ અવાજ સાથેજ ડુસકાં શમીને આવેલી ભરઊંઘ-માંથી હબકીને રતન જાગતી.

પ્રભાત ઝળક્યું અને નીરસ પત્ર આવ્યો વળી!
પડ્યો છ પરસાળમાં, ફક્ત માગણી જેટલા
લખેલ વળી શબ્દ બે, ખબર જાતની કે પૂછ્યું
નથી રતન બ્હેન તું કુશળ કે સુખી કે દુઃખી!
અને રતનની દૃગે પ્રથમ અક્ષરો ઓળખ્યા,
અહો! શું ઉછળે હૃદે અતીવ ભાવ આનંદના!
ખરે શું વરદાન હોય નહિ દેવલોકે ધર્યું!
ભણેઃ 'કંઈ મળે કની સુખદ જો સમાચાર તો
જઈ સકળ ગામને શરમમાં ડુબાડી દઉં
રૂડા ખબરથી; અરે! નિજ લખેલ હસ્તાક્ષરો
બતાવી દઉં ને કહું બહુ અસત્ય વાતો તમે
કરી છ મુજ ભાઈની, પણ જુઓ શું પોતે લખે?'
ઉરે કંઈકના દહંત શબ્દો હવે ઠારવા
અનેક ઘડભાંજ જુદ્ધ મનક્ષેત્રમાં છે મચ્યાં.
પરંતુ જડ બોલ બે નજરમાં પડ્યા શલ્ય શા,
મનોરમ રચેલ સૃષ્ટિ જલબુદ્બુદો શી ત્રુટી,
ગઈ નજર ઝંખવાઈ વળી બુદ્ધિ ભોંઠી પડી,

મનુષ્ય અતિ રાંકડો, અફળ કલ્પના શી કરૂં?

ભર્યાં ઇતરડી થકી શરીર ભેંસ ને ગાયનાં,
મળે જલણ માટ એક નહિ ઠુંઠિયું લાકડું,
મળે ન કંઇ ચાર, ને તરપલાં થતાં ડોબલાં,
હતી થમણી જેટલી સકળ એટલી વાપરી;
કૃપા! વિધિકૃપા! થવું નહિ જ ક્રૂર આવું ઘટે.
ભલે નચવજે કદી તપવજે મહા વ્યાધિમાં,
પૂરી તિમિર જાળમાં, સખત ઘા ઊંડા અંગમાં
દઇ તરફડાવજે, મનગમ્યાં દુઃખોથી કદી
મનુષ્યજીવ રૂંધજે, મરમ વીંધજે રે ક્રૂળા,
પરંતુ કદી ના દઇ સહજ આશ ને છેદતી.
કરે ગડગડાટ મેઘ ગગને રહી એટલા
પ્રચંડ સૂસવાટથી, તિમિરને ય બ્હેકાવવા
જતી સરળ વાદળી સહજમાં ઘૂમી તાંડવે
ભયાનક અઘોર યુદ્ધ મચવી રહે વ્યોમમાં,
કરી કડકડાટ કોઇ ગિરિશૃંગ ઉચ્છેદવા
ઘસે તુમુલથી રચે પ્રલય માટ તૈયારીઓ;
ભયાનક મનોદશા રતનની થતી એહવી
વિચારભ્રમણા મહીં, કદીક તો વળી કારમી.

ઇતરડી—ઢોરના શરીરે વળગતાં જંતુ
ચાર—ચારો
તરપલાં—દુબળાં
ડોબલાં—ઢોર
થમણી—એકઠી કરેલી બચત

છપ્પન

અને ધરતીકંપશા હૃદયમાં થતા ત્રાટકો,
છતાં રતન રાંકડી અજબ દિવ્ય શક્તિ ધરી
સહે, વિવિધ કાર્યમાં મન પ્રસન્ન રાખી મથે;
ન શું સકળ ધર્મમાં સહનધર્મ સૌથી વડો?
અને રતન માટ તો સમય તે વળી કેહવો?
વધે દુઃખપરંપરા અવધ અંત જાણે નહિ.
વધ્યો જુલમ, ને મહેસુલતણી વધી માગણી,
મરેલ કૃષિકાર પાસ વીંટળાય દાવાનળ.
રહ્યો ગભણમાં હતો બળદ એકલો વેચવો,
અને ન રહી ભેંસ એક પણ પોષવા દૂધથી.
હવે અવધ જે હતી સહનશીલતાની ખૂટી,
પડી રતન ખાટલે, ન રહી શક્તિ ઊભી થવા.
પડોશ-ઉપકાર કે અવરની પરાઈ દયા
પરે જીવન જીવવું, રતનને ખૂંચે એટલું.
પરંતુ હજી આશ કે કદીક ભાઈ ત્યાં સુધરી
રળી ધન કમાઈને જમીન છોડવી દે કદી.
અનેક ગતકાળનાં સ્મરણ તો દુભાવી હવે
દમી રતનને સદા પળપળે રહે બાળતાં.
બધાં સમરણો મથે રતન ભૂલવા સર્વદા,
પરંતુ ન ભૂલાય એ હૃદયકોતર્યાં બુદ્ધિથી.

ગભણ–ગમાણ; બળદ રાખવાની જગા.

—અને હિજરતે જતો કૃષિક ત્યાગની મૂર્તિ શો.
ત્યજી વતનને, ત્યજી સકળ જે હતું એહનું.
કર્યો ઢગ બળે મહેનત તણો, મહા આશનો,
અનેક દિનરાતની કઠણ તાપ ને ટાઢમાં
કરેલ મજૂરી તણો, તણખલાં તણાં ઓઢણાં
તળે તડતડે સૂકી ફરતી વાડ કાંટા તણી,
બળે કુંપળ શો લીલો વરસનો બધો પાક ને
બળે ધરતી માત શી જગતમાવડી ગાયનાં—
ભૂખ્યાં બળદભેંસના—ચકલીનાં ય દાણોદુણી,
કઠેરી છત થાંભલા કંઈક પંખી માળા તણાં
બળે; સકળ સંઘરો, ફરજચુસ્ત એકીટશે
જુએ નીડર એકલો પરમ યજ્ઞ આહૂતિનો
જુએ કૃષિક, એમ સર્વ સ્મરણો તણી આગની
ચિતા ભડભડે જુએ રતન રાંકડી એકલી.
અને જગતમોહ સ્વાર્થ મમતા બધું છાંડતી
બધા ય ગતકાળની નજર સંમુખે રાખ તે
જુએ મનદૃગે, ડગે ન દિલ દેખતાં એ હવે.
'બધું વિધિવિધાન એ, મનુજ શું કરે એકલો?'
ગણી વિભુવિચારમાં મન પરોવતી શાંતિથી.

એ ઢગમાં તો કેટકેટલી અને કેવીકેવી વસ્તુઓ, દરેકને ખપની,—એકલા મનુષ્યને જ ખપની નહિ, પણ પંખી, જનાવરો સૌને કામની.

પરંતુ કવિ કોકના અમરબોલ છે, સાંભરે:
'સદા ઝમકશે મહાતિમિરની પછી રોશની.'
અને રતનને હતી મધુર વીરડી સાગરે.
પડોશ ફળિયું બરાબર સમાંતરે, પાછલી
દિશા મહીં જતું, ઢળેલ ઘરછાપરીઓ મધે
વિશાળ, પણ ધૂળ ઢોરથકી અલ્પ ખુંદાયલી
રહે, જરી ખૂણે રહ્યું, બહુ ન લોકની આવજા.
ત્યહીં રતનની સહી,સખી ગણો, ગણો જે ગમે,
મણિ ફક્ત એકલી: નજીકના રહ્યા ગામથી
અહીં વરસ ચારથી કટુમ એક આવી વસ્યું.
મણિ પછી ન કોઇ; ભાઇ ત્રણચાર કે એટલાં
જીવ્યા વરસ, ને રહ્યાં ત્રણ–કુટુંબ માબાપનું.
હતી જમીન તો ખરી, પણ અધિક તો રોકડું;
વળી કંઈક દાગીના. જીવ હતો જરી ઠીક તે
થકી રતનની પછાત ઘર એક લીધું ત્યહીં.
(કહે છ સહુ લોક: 'ત્યાં જુલમ કાળ ને રાજ્યના
અસહ્ય વસમા થતાં હિજરતે ગયા, ગામને
ત્યજી,ક્યહીંક્યહીં વસ્યા, કરી ફરી શરૂ જિંદગી.)
ઘડીક નવરાશની સમય ગાળવા, ખોલવા
ભર્યું હૃદય, એ અહીં રતન સંમુખે બેસતી.

જતાં વખત એમ બે સહીપણું દેખાવી રહ્યાં.
વયે અનુભવે વળી રતન કૈંક મોટી ખરી.
અને રતન જે ઘડી ઉરવરાળ કાઢે ઊંડી
અનેક વરસો થકી હૃદયમાં ખૂણે સંઘરી
—અનેક સૂકવેલ ને ભરી મૂકેલ છાના ખૂણે
બળે, ગરભમાં પરંતુ શરૂઆતમાં રે ધૂમો
કરી નયન લાલચંધ ગુંગળામણે બાળતો
ખરે દુઃખદ એટલી સકળ કાળની વેદના—
સૂણી, અનુભવે ન હોય નિજ દુઃખ પોતે ખમ્યું!
દયાર્દ્ર થઈને મણિ દુઃખદ વાત સૌ સાંભળે,
દ્રવે, ઊચરતી રહેઃ 'અરર દુઃખના ડુંગરો
હવે ઉમગવા રહ્યા અધિક આ થકી શા હવે?'
પૂછે કદીક હામ તો રતનને દીએ સાંત્વના.
નિઃસંશય સુમિત્ર એ, હૃદયવેદના અન્યની
સહે નિજ ગણી, વળી અધિક એ થકી શું કરે?

**અ**ને વતનની બધી સ્મૃતિવિહોણ હીરો હવે
ભૂલ્યો રતનને વળી રતનનો પિતા ક્યાં પછી?
ગયો વતનને ત્યજી વતન કાજ જેનો પિતા
અને વતન કાજ એ વતનત્યાગનારે ધને

વ્યથા શું હૃદયે હશે અનુભવી ઊંડેરી મહા ?
જમીન મહીં જે ઊંડા હળ થકી પડ્યા ચાસ શા–
દિલે ઉઝરડા પડ્યા, અકથ વેદના કેટલી !
રહે નિજ જમીન વારિ થકી નિત્ય ભીંજાયલા
સદા સતત ખૂંદનાર નિજ મટ્ટીને ત્યાગતાં
સશક્ત પગમાં કયું બલ હશે ભલું એટલું?
મનોબલ કયું? વિરાગ દૃઢ ત્યાગની ભાવના!
ન એક જલઘૂંટડો તરસદગ્ધ પીવા રહ્યો,
ગયો ઘર ત્યજી અનંત વિધિકાળના વ્હેણમાં;
મહોદધિઉરે ફરી, દિગદિગન્તના વાયરા
સહી, કઠિન સંકટો,જલ વિશાળ ખેડી ખમી,
ફસાયલ વહાણ કોક અણચિંતવ્યું એકલું
સમુદ્રઉદરે ડૂબે, સ્મરણથી સર્યો રે ધનો.
અને વતન શું વળી, ઘરકુટુંબ ચિંતા કશી
નહિ જ નિજ પુત્રને–અધિક એ થકી ગર્વથી
મુસાફર જતો ન કોઈ નિજ માર્ગના કંટકો
ખસેડી દૂર ફેંકતો–સ્મરણશલ્ય આઘાં કરે.
અને વરસ ચારથી વિવિધ જ્ઞાનનાં પોટલાં
અનેક રકમે ખરીદ કરી બાંધતો હીરલો.
બધી રકમ એટલે નિજ કુટુંબ નિર્વાહ એ.

નહિ ગ્રહણ થાય બુદ્ધિ થકી ભાર એ સર્વનો,
અને હૃદય તો થતું અધિક રક્તસંશોષણે
અધિક જડ, ને દિલે ન રહ્યું મૂળ સંસ્કારનું.
(જરી ય નવ સાંપડ્યો શુચિ અમૂલ્ય વિદ્યારસ,
અલભ્ય રસસ્નાનનો પરમ લ્હાવ ક્યાંથી મળે?
કરી હૃદયબુદ્ધિને યમલ મિત્ર શાં એકઠાં
અનંત સહકારથી, તપ થકી, પિપાસા થકી,
અને વિનયથી કદી અમર જ્યોતિને ઝંખવા
કર્યો દૃઢ પ્રયાસ હોય દિન એક ના સાંભરે.
ન સાન, તલસાટ, સત્ય, જરી આશ ના શ્રેયની,
સ્વતંતર નહિ, ન શાંતિ સુખ, કે નિજાનન્દની
થઈ ન જરી ઝંખના: અસલનું ગુમાવી બન્યો
મનોબલ અને વળી હૃદયભાવના શૂન્ય એ;
રહસ્યવિણ કૈંક એ ઉચ્ચરતો બધું આપથી;
ન ભાન નિજ જાતનું, અટપટા લવારા કરે.
નિશાન વિણ જીવવું, દિવસ દીર્ઘ લાગે કદી,
કદી દિવસમાં અનેક ઘડભાંજ ને ધાંધલ,
જવું ચપટીમાં કશે, પવનવેગથી આવવું
અને ગયું રહી વળી, ઝબક રોશની ઝાળમાં
પતંગવત નિત્ય પાંખ ફફડાવતાં દોડવું,

ધમાધમ થતાં પૂરી શ્રમિત થાવું, કંટાળવું.
પ્રસંગ કડવા ફૂડા અનુભવે ઉતારી વળી
હતી નજરમાં ઠરી કંઈક કાળથી જે ભૂંડી
જૂની સરપકાંચળી–વિષમ મોહની મોહિની;
શીખ્યો અનુભવે ઘણા કઠિન પાઠ સંસારના,
મળે દિલસગું ન કોઈ સહુ સ્વાર્થનાં એ સગાં
અને પળપળે વધી દિશદિશે નિરાશા બધે.
ખૂટયું ખરચ એટલે નથી મજા, બળી જિંદગી,
મિજાજ જરીમાં તપે, સહજમાં ચડે ચીડ ને
વળી રકમ આવતી ય અટકી ગઈ એટલે,
વિશાળ ભ્રમણા ભમી પથિક કોક એકાંતમાં
અનેક અવલોકનો દગવિહારમાં વિસ્તર્યા
બધાં મન વિષે સમગ્ર રચના મહીં સાંકળી
નિરૂપણ કરે, વળી મનન કલ્પનાપાંખથી
ભમે, ભ્રમણચક્રરેખ નિજ મસ્તકે વિસ્તરે,
મુસાફર સમાન એમ ભ્રમણાતણી ભૂમિકા
અનેક ઘડભાંજ ક્ષેત્ર સહુ ખૂટતાં એટલે
બધી ભ્રમણજાળની ગૂંચવણી તણાં કોકડાં
રહ્યાં મન વિષે હવે મૂંઝવતાં વધારે બધાં.
અસાહ્ય, નિરૂપાય, હાય મનમાં જતાં સોંસરી

હીરાને જ કંઈ ન સૂઝે તો હું તે શી રીતે કહી શકું?

રહ્યા તિમિરના થરો મનવિચારને આવરી,
સૂઝે ન કંઇ માર્ગ રે, અવદશા થઇ, શું કહું?
સૂઝે ન કંઇ તો ચીરાય પટ કેમ અંધારના?



ગુલાબ સમ સન્ધિકા મધુર દૃષ્ટિમર્યાદના
મનોરમ ખૂણે હજી જલ તરંગમાં નાચતી,
અચાનક સર્યો ધીમે પટલ શ્યામ નૈરાશ્યનો.
નિશાભ્રમણમાં ભમી ભુલભુલામણીમાં વળે,
ન તેજ તણી રેખ ક્યાંય નજરે પડે, એટલે
વધે બળતરા દિલે ચણચણાટ સંતાપ ને
દિલે થથરતો અજાણ ભયપીંજરે પંખી શો.
અને શરમ આવરી જીવનને રહે બોધતી
સુબોધ, ઉપદેશ, જે ગુરુ થકી કદી ના મળ્યો.
સનાતન સભાવથી પ્રકૃતિ ગોદમાં લે ઘડી
જરી સૂચવવા, જરી જગવવા, વળી એકદા
ધરે નવીન રોશની પથ ભૂલેલને ચેતવે.
અને ભ્રમણમાં ભૂલ્યો મન ધરે ન એ ચેતના
પછી રઝળતો મૂકે, અકરમી પડે આખડે.

એક વખત તો પ્રકૃતિ પોતાના બાળકને બચાવવા દયાળુ બને છે, એક ચેતવણી આપે છે.

નિશાચર સમાં અનેક ભમતાં ભૂંડાં ભૂતડાં
ભમી મન ભમાવતાં, તિમિરના થરો એટલા
ઉરે દિવસ રાત—રાત દિન ના જતો રે કરે.
ઊંડે હૃદયમાં હશે કંઇક પુણ્ય સંસ્કારનું
રહેલ નસમૂળ ક્યાંક વળી, એટલે તે સમે

ધનો, વતન ને સ્મરી રતન, વૃદ્ધ ભાણો સ્મર્યો.
અને પથિક શ્રાન્ત કો પથમરોડ ખૂંદી ઊંચે
અનન્ત અવકાશમાં, ગિરિપ્રદેશના પાદરે
નચિંત મનથી નભે શિખર સૌ નિશાઆવર્યાં
જુએ નીરવ શાંતિમાં,હિમસમાધિ લીલા બધી,
અને હિમપ્રપાત શ્વેત ગિરિશૃંગથી તૂટતા
વિરાટ હિમવજા ભીષણ ધરી મહાવેગથી
અસંખ્ય કણિકાગણો, ધુમસ સીકરો ગર્જતાં,
પ્રચંડધ્વનિ ધોધ સાથ સરતાં ધસી આવતાં
અચાનક નિવાસસ્થાન પર, એમ સૌ સંસ્મૃતિ
થકી સ્મરણ બાલ્યનાં, રતનનાં, રૂડી ભોમનાં
અસંખ્ય સરૂપે બધાં, પ્રખર વાયુવેગે ધસે,
ડૂબે સકળ વર્તમાન, ગત કાળ આખો ધરે
નવું જ વળી રૂપ, ને હૃદય ભીંજવે પ્રેમથી.
થયો ગળગળો, દયાર્દ્ર, પળમાં થયું જ્ઞાન ને
ધરી તણખલું બચ્ચો કુદરતે દીધું એટલું,
ભૂલ્યો વય,ભૂલ્યો ભણ્યું, મન મૂકી રડ્યો એકલો,
કરુણ સ્વરમાં ડૂમો પીગળતાં વળે ધ્રૂસકાં.

કોઈ પ્રવાસી હિમાલય ઉપર બરફ-પગથાર સુધી ચઢી શિખરો નિહાળતો ઊભો હોય ત્યાં, નાખેલી છાવણી તરફ એકાએક અચાનક બરફનો પહાડ તૂટી અસંખ્ય કણિકાઓની નદી ધસી આવે તેમ . . .

હતો સકળ ગામને મસ્તકે
ઢળ્યો દિનકરે લીધો ઊંચકી શ્યામલો ઓચલો
અને ફરફરી બધે રહી સુવર્ણ કેશાવલિ.
હજી ઊગમણું પૂરૂં નવ થયું પણે પાધરે
ત્યહીં ચબૂતરા થકી સહજ ઢૂંકડે એકલો
વિચારપગથી પરે અતિ ઉતાવળે ચાલતો,
કઢાળ જૂનું આવતાં, જીકરથી ચઢીને પડ્યો,
ચિતાળ પર સ્હેજ એ શ્રમ ઉતારવા બેસતાં,
જુએ અધિક હોંસથી મધુર પ્હોરની લાલિમા,
ગઢાણ હરિયાળું આ, તરુવરો ગૂંથે ગોઠડી,
સુવાસિત ઝકોળથી નીંદરતાં હજી ખેતરો,
વનસ્પતિ સમી મળી વળી જીવન્ત સંજીવની,
જૂની સ્મૃતિ જગાવી ઓળખ કરે ફરી જીવતી.
અને રતન! ઓ! હૃદે રતન નામ પોકારતો
હતો શ્રમિત તો ય, પાંખ ધરી, વેગથી હીરલો
જતો ઘર ભણી, વધે ધડક, બીક શંકા હૃદે.
હતી પ્રસરતી પ્રભાત કિરણાવલિ પાદરે
અને કિરણ એકએક મરુભોમ સંજીવની
બની સરજતા જૂની નયનક્ષેત્રમાં મોહની
અનેક, પળવારમાં સ્મૃતિફુવાર ફૂટી રહે,

હીરેરસ્તો.

કઢાળ—ઊંડું, ઓડીબારૂં

ચિતાળ—ચીરેલા લાકડાનો કકડો

ગઢાણ—જ્યાં એકલું ઘાસ થતું હોય એવી જગ્યા

ઝકોળ—ઝકોર, પવનનો ફરફરાટ

સ્ફુરે લસલસન્ત નેત્ર રસવ્હાલથી નીતર્યાં,
સ્ફુરે રમત બાલ્યની, મધુર મોર ટ્હૌકારના
સ્ફુરે સ્મરણ, કંઠગીત, ઉચ્ચાર શબ્દો જૂના,
સ્ફુરે અજય દુર્ગ જે રમતમાં રચ્યા ને તૂટ્યાં,
સ્ફુરે રતન સાથ સૌ વરસ હાથ ગૂંથી ભમ્યાં,
ધરા વીજ઼ત્વરા થકી નવનવાં ધરે દર્શનો,
કિશોર કિકિયારીઓ, કપટથી કદી છેતરી,
સ્ફુરે રમત ચિત્રમાં રતન સાથ પોતે જીત્યો
સુણે રતનનાં અનંત ખૂમરાણ હેતેભર્યાં.

જ્યહીં અસલ ચોતરો, વડ તળે ભર્યો ઠંડકે
નિરંજન ધૂની ત્યહીં કંઇક કાળથી એકલો
અચાનક રહ્યો જઇ નિજ જમાવી ત્યાં આસન.
ઉષા–અરુણદર્શનો કરી પરોઢના પ્હોરથી
ધરી મન વિષે મહા ગહનગૂઢ કો ભાવના
સદા સતત ઘોળતો હૃદયમાં સદા ચિંતવે
અનેક હિત દેશનાં, સકળ માનવી આત્મનાં,
થઇ નિજનિમગ્ન એ કંઇ રહસ્યને તારવે,
રહસ્ય સમીસાંજના કંઇક લોકને શીખવે.
સમાધિ ઊતરે પછી મધુર સૂરથી ભૈરવી,

કદી ભજનધૂન, કે ગઝલ એકતારા મહીં
અનેક પ્રભુભક્તની, પ્રથમ પ્હોરની નોબતો
સમી ગજવતી દિશા જગવતી કંઈ મંદને
પ્રચંડ લલકારતો, મધુર રાગ પ્હાડી ઊંડો.
સ્વરોદય થતાં થતો પૂરવ માંહી સૂર્યોદય,
દઈ સલિલઅંજલિ નમન ઉચ્ચરે પૂજતો
ધરે મન મહીં પવિત્ર હરિ ૐ તણો મંત્ર ત્યાં.
સમાધિ વડની અનંત મહીં જોગીઓ આત્મ શો,
ચડાવી નિજ પ્રાણને મનન સચ્ચિદાનંદનું
કરી વિચરતો સદૈવ પરબ્રહ્મની શોધમાં;
પરોઢ વિકસી જતાં ઊતરતો ધૂની ધ્યાનથી,
રહેલ જીવ અંતરે વિકસતો રહે ચોગમ
અને દિવસતેજ સાથ પથરાય આકર્ષણ
જટાધર ધૂની તણું, પ્રબળ આત્મની જ્યોતનું;
અને પથિક સર્વને નિજ સમીપ આમંતરે.

વડની સમાધિમાં એ ધૂની જાણે વડનો આત્મા ન હોય! તે પોતાનો પ્રાણ સચ્ચિદાનંદની શોધમાં...

ઉરે અકથ પ્રેરણા સળવળી રહી એટલે
થતાં હૃદયમાંહી ક્યાંક કંઇ ગૂઢ સંવેદના,
ઉતાવળ ઘણી છતાં વડ ભણી વળ્યો હીરલો; ૧૨૫૦
અને શિર ધર્યું ધૂની ચરણમાં જઈ, ને ઊભો.

અગણોતેર

ધૂની–હૃદયમાંહી સ્પંદન થયું વળી એ સમે,
કરી પલક નેત્ર બંધ મનચક્ષુ ખોલી જુએ
અનંત ભૂતકાળનાં પડળ વેધતી દૃષ્ટિથી
વિચિત્ર વિધિયોગ ને પ્રબળ ભાવિની ઝંખના.
કદાચિત ધૂનીહૃદે—ધરતી માતના ગર્ભમાં
થતા ધરણીકંપના સમયમાં થતા ત્રાટકા,
પ્રચંડ દવવેદના, અગનક્ષોભ કે મન્થન
સમી દુઃખવ્યથા;—ન વા કંઈજ હોય એ અંતરે,
કદાપિ શમાણું ન હોય દુઃખનું જરી ધૂનીને,
–વિરાગમય કલ્પના ફક્ત સત્ય એ તારવે–
પરંતુ વદને તરી મધુર હાસ્ય ઉલ્લાસની
સુકોમળ પ્રભા, મહોદધિ પટે શીળી ચાંદની
સમી પ્રસરતી ઠરી, વચન ભાવવાહી સર્યાં
સુકંઠ થકી એ બનેલ નવનીત હૈયા થકીઃ
'અહો અહીં પધારવું કયહીં થકી થયું આજ તો?
અહીં વતન સાંભર્યું પ્રભુકૃપા થકી શું હવે?
તું તો છું તનદીકરો બચતનો ધનાનો કની?
જુવાન વયનો છતાં શરીરનો બની હૃદ્દળો,
મહાનગરથી પધારછ ભણીગણી ભાઇ તું?
પરંતુ કરી તેં કદી વતન–ભોમ ચિંતા જરી?

કોણ જાણે, ધૂનીના હૃદયમાં શું થયું તે—તે તો જેની કલ્પનાશક્તિ વિશુદ્ધ હોય તે જ એ સત્ય પારખી શકે.

સિત્તેર

મનુષ્ય નિજ પંડમાં વતન–માટી–બંધાયલો,
ઉમંગ થકી ભોમને નમન એક મૂગું ન દે,
ન વા મન મહીં કદી સ્મરણ એક મીઠું ધરે,
ખરે જગ વિષે થયો અધમ જન્મ એનો નકી.
અહીં રતનની દશા મનથકી વિચારી કદી?
ફરી જીવન વૈતરૂં તુજ મસે બીચારી સદા
જીવેછ તુજ માટ એક ધરી હોંશ જે એટલી:
જશે સમય ને ભણી ઘરભણી વળી ભાઇ એ
જમીન કુળની જૂની ફળવતી ફરી એ કરી
નવા ઉજમથી, નવા અનુભવે, નવા જ્ઞાનથી,
જુવાન બળથી નકી કસ નવીન દેશે હજી;
અને સકળ ગામમાં અસલ શાખ ને નામના
સજીવન કરી નવેસર વધારશે કીર્તિને.
જમીન ગિરવાયલી હજી ય ભાઇ તું છોડવે
રહી ધનિકચોપડે વરસ ચાર બંધાયલી.
સ્મર્યોંછ કદી યે તને જીવન માંહી તારો પિતા
ગયો વતન કાજ જે વતનને ત્યજી સર્વને?
ભલે તું ભૂલજે પિતા, પણ ભૂલીશ ના બ્હેનને;
કરે દિવસ વૈતરાં સતત રાત ઉજાગરા;
સદૈવ તુજ માટ જે પ્રથમ પ્હોરમાં પ્રાર્થતી,

‘હજી ય ઘરદીવડી ઘર વિષે પ્રસારે પ્રભા;
શિખા અચલને કંઈ ધ્રૂજવવા ચઢ્યા વાયરા,
છતાં સરલ તેજથી અતિ વિશુદ્ધ ને નિર્મળી
હજી પ્રજળતી રહીછ; જઈ દોડ ઉતાવળે,
પડીછ તુજ નામ એક રટતી ઘરે ખાટલે;
અને ચરણમાં નમાવ શિર તાહરૂં એહનાં;
જ્યહીં રતન શો પવિત્ર અવતાર દેવી તણો,
નહિ ઘર ગણાય એ,—અતિ પવિત્ર એ મંદિરે
કરેલ તુજ પાપનું કર હજી ય તું પ્રાયશ્ચિત.
નિહાળ જઈને દશા, કર વિચાર કર્તવ્યનો,
ઉગાર દૂબળી થતી પરગીરે પડી ભામને
મનોબળ થકી, કળે, પગબળે, રૂડું જ્ઞાન જે
મળેલ સહુથી હવે પળઘડી ગુમાવ્યા વિનાઃ
‘અશક્ય બધું યે ફળેછ દૃઢ એક સંકલ્પથીઃ’
કઠોર વચનો, પરંતુ મૃદુ ભાવ—સદ્‌ભાવથી,
વિના હૃદયક્ષોભ સર્વ કથની કહી શાંતિથી.
ભળેલ, વીંટળી વળેલ કંઇ ગામ—જિજ્ઞાસુઓ,
વળી ભગતલોક સર્વ પીગળી જુએ, આંસુડાં
વહે વદન, તે પછી વચન સાંત્વનાર્થે કહે.
અનેક નરનાર ગામ થકી જે જતાં આવતાં

ખાતર

તાણું વડ નીચે મળ્યું ત્યહીં પ્રભાતસંમેલન,
અને નિજ કુટુંબનો ગુમ થએલ કો પોતીકો
અચાનક મળ્યો ન હોય સહુએ ગણ્યો હીરલો.
દયાર્દ્ર થઇને જુએ, હૃદયથી કરે સ્વાગત,
કંઇકિ વળી વૃદ્ધ તે 'અહીં ધનો ન પાછો ફર્યો
ભલે, પણ ઘણુંય એક વળી આટલો દીકરો
ફર્યોછ ઘર એટલી પ્રભુકૃપા ન ઓછી ગણો.'
અને કંઇક તો કૂદે જઈ વધામણી ટે'લવા
પણે રતનઆંગણે, તરત શોભતા હાકલે
નિરંજન તણીઃ કહે, 'રતનને મળે હીરલો
અચાનક ભલે; અને ન અણચિંતવ્યો એ અહીં
વહ્યોછ વળી ધારતા, રતનના દિલે પ્રેરણા
પરોઢ થકી હેતનૃત્ય કરી ભાવિ સંકોરતી
રહીછ શુભ વાતની; રતન પાસ હીરો ભલે
જતો પ્રથમ એ જ ઠીક, નહિ દોડતા કો ત્યહીં.
અને શું મગદૂર કે ધૂની વિરુદ્ધ કો આચરે?

ધૂનીનું કહેવું તો એવું થયું કે કોઈએ ત્યાં દોડ્યાદોડ્યા જવાની જરૂર નથી; ભલે એ બે અચાનક જ મળે; અથવા રતનને પરોઢમાં જ પ્રેરણા થઈ ગઇ છે, જે હીરો પાછો ફરે છે, એવું સૂચવ્યું.

ઉષા ગગનથી જતી કનકછાંટણાં છાંટતી,
અગોચર બિરાજતી મૃદુલ વાદળી આસને,
પીયૂષ વરસ્યું અને નયનની કટોરી થકી

ઊગી શશિકળા ઊંચે, ટશર શી સ્ફુરી વ્યોમમાં;
વિશાળ અવકાશના દિગદિગંતને સાધતો
પ્રફુલ્લિત કમાનમાં સકળ શ્વેત એ સેતુ. શી
રચાઈ રહી સર્વમાં, મધખીલી રહી પૂર્ણિમા!
અને શશિકલાતણો પ્રથમ અંશ ના દીસતો,
પરંતુ બીજ ત્રીજ ચોથ સહુ અંશમાં શોભતી
અનેકવિધ મૂર્તિઓ અવનવીન રૂપે વસે,
હસી ઉમળકા બધે અવનિ વ્યોમમાં વેરતી.
અને ધવલ શુભ્ર સેતુ પર સૌમ્ય ને શાંત કો
પ્રભાકિરણનો વણ્યો મુકુટ તારલાથી મઢ્યો,
યુવાન રૂપવાન નિર્મળ સુસ્વચ્છ હીરા સમો
ધરી પ્રતિ પદે પદે નવલ રૂપ ધારી જતો.
અને પ્રતિ પદે પદે રસતણાં ખરે બિન્દુડાં
અમોલ જલ આંસુનાં ટપકતાં બની મૌક્તિકો.
અને સકળ ચૌદ લોક પછી પૂર્ણિમા આવતાં
સરી ન મૃગ કસ્તૂરી!–મલયશૃંગથી ચન્દન!
ન હોય વરસી સુગંધ, રવ સર્વનો સાથમાં
–હજી મધુર નીંદરે રતન સ્વપ્નના ખેલમાં–
થતાં ઝબકતી જુએ નયન ના કહ્યું માનતાં,
ઢળેલ વદને રૂએ, દડદડી વહે આંસુડાં.

ચુમોતેર

અને ત્યાં રતન ઊંઘે છે. એમાં આ સ્વપ્નું: ઉષા વાદળી આસને બેસી જતી હતી,– છાંટણાં છાંટતી,– એમાંથી અમૃત આંખમાં પડતાં. બીજ, ત્રીજ, ચોથ ને પૂનમ, અને પાછો વદનો ચન્દ્રમા, એમ કમાનમાં સેતુ સમાન ઊગી રહ્યા. એ શશિકળા ઉપર હીરા સમો યુવાન બીજ ત્રીજ ચોથના ચન્દ્ર પર ડગલું મૂકી ચાલતો જણાયો. છેક પૂર્ણિમા સુધી આવ્યો ને ય રતન તો ઊંઘે જ છે. અને અહીં હીરો ઘેર પહોંચી, રતનને ખાટલે ઢળેલ વદને રૂએ છે ત્યારે છેક રતન સ્વપ્નામાંથી ઝબકીને જાગે છે.....

મળે ન પગમાં, ન વા કર મહીં, ન વા જીભમાં
જરી ય બળ, એમ નેત્ર નીરખી રહ્યાં કારુણી:
નથી વડિલ વૃદ્ધ એક શિરછત્રનો ખાટલો,
વિશાળ ઘરમાં મળે અવર કોઈ એકે નહિ;
વિશાળ ઘર ક્રૂરથી જખમ કાળના દંતથી
કથા દુઃખભરી અનેક ઊચરી હવે અંતરે
વિશાળ ઘરની દશા નજર–હૈયું ચીરી રહે.
રડે સુરત નિત્ય તે, છત ભીંતો રડે થાંભલા,
પડેલ ખરી ક્યાંક છો, કહીંકના વળ્યા પોપડા,
બધું સહજમાં ઘૂસે મગજ શંકતું વ્યાકુળું,
પડ્યો રતનખાટલે કકળતો ત્યહીં હીરલો.
સુવર્ણસપનું સર્યું ઘર તણું હતું એહનું,
ચિતા ભડભડે દિલે અગન તાપ સંતાપની,
રહી સતત ઠારવી શીતળ આંસુના ધોધમાં.
સુવર્ણસપને દીઠો મુકુટધારી એ હીરલો.
અહીં ઝબકતી જુએ રતન ખાટલે આંસુથી
રહે ભીંજવતો પડ્યો, નયન તો હજી શંકતાં.

. .

**સ**માય નહિ બાથમાં, હૃદપટે, ખભે કે ક્યહીં,
ઊઠી, વગર બોલથી નયન આંસુડાં ભેળવી

વહ્યાં મધુર મીઠડાં, હૃદયથી વહ્યાં હેત, ને
થઇ જરીકમાં રહ્યાં લઘુવયસ્ક એ બાલુડાં.
ધીમે રતન ભાઇને કર થકી ય પંપાળતી,
અને 'રતન! બ્હેન રે, રતન!' એટલા બોલથી
છૂટી જીભ જરી કંઈક વરસોથી બંધાયલી!
ફરી રૂદન કારમું, હૃદયમાં ડૂમો પીગળ્યેઃ
'મને તું કર માફ, બ્હેન! બહુ મેં ભૂલો છે કીધી;
પગે, તુજ પગે પડું.' અધિક બોલ ક્યાંથી વદે?

હશે શું જગમાં કયહીં ઉદર કો અભાગી થકી
હશે અવતરી કદી ભગિનિ, આપીકા ભાઈના
અનેક અપરાધ ભૂલ ભૂલીને ન દેતી ક્ષમા?
થયો ન કદી હોય એમ ગણી કાળનો ભૂતડો,
ભૂલી, સકળ વાંકને, સખિદિલે નવા વ્હાલથી,
ઉરે ન ચચણાટ શોક જરી વેરની વૃત્તિ કે
નહિ બળતરા, ન રોષ, નહિ રીસ, ઓછાપણું
—હશે રમતમાં કદી મમત ક્રોધ એણે કર્યો
કદીક વળી બાલ્યમાં જિદ મહીં ન દીધી ક્ષમા—
પરંતુ અતિ હોંસથી, ઉર ઉદારથી, લાડથી
લઈ હરખભેર બાથમહીં બાંધવાને શિરે

ભાતેર

ન હોય હૃદયમાં ભીનાં ઉમંગના તરંગો મોહરાં!
અગાધ અનુતાપના હૃદયમાં ભર્યાં હેતની
અનન્ય પ્રતિમા મહા સ્વતંત્રચિત્તની કો જગે.
મહોદધિ ભર્યો ઊંડે હૃદયમાં હરી ત્યાં વહી
વહે નયનમાં પ્રશાંત શુચિ તેજની ઊર્મિઓ;
અને મૃદુલ ને પ્રફુલ્લ ફૂલ-શા સુખે ભાલ ને
લલાટ અતિ ભવ્ય જે પરમ ધામ કલ્યાણનું.
સુધન્ય શુભવાહિની સુભગ મૂર્તિ નિઃસ્વાર્થની,
અને પતિતપાવની, હિમ સમી ઘૂંટાણી શીળી
વહે કર વિષે હિમાદ્રિ થકી સિન્ધુ ગંગા સદા
સહોદર કપાલને પટ ફરી મહા સુસ્મિત હે.
બધું પળમહીં પત્યું. શમી જતાં બધા ઊભરા
અનેક વરસો તણી વિગત વાત હોંસે કરી;
અનેક ઘડી સાથ એ વીતકગોઠ ગૂંથી રહ્યાં,
—તરંગ નવરંગના મન ઉમંગથી સંચરી
અનંત રચી રંગ નિત્ય દિલસંગ જે રાચતો;
કુરંગ જળરંગ નેત્ર થકી ઝંખતાં દોડતું
ફરી દિગદિગંત, તેમ નિજ મોહજાળે ફર્યો
ભમ્યો, ભટકતો નિશાચર સમો, ફૂડા કીટ શો,
અપંગ, વણઢંગ, જ્યાંહીં મનસફેરે દોરવ્યો—

વહ્યાં મધુર મીઠડાં, હૃદયથી વહ્યાં હેત, ને
થઇ જરીકમાં રહ્યાં લઘુવયસ્ક એ બાલુડાં.
ધીમે રતન ભાઇને કર થકી ય પંપાળતી,
અને 'રતન! બ્હેન રે, રતન!' એટલા બોલથી
છૂટી જીભ જરી કંઇક વરસોથી બંધાયલી!
ફરી રૂદન કારમું, હૃદયમાં ડૂમો પીગળ્યેઃ
'મને તું કર માફ,બ્હેન! બહુ મેં ભૂલો છે કીધી;
પગે, તુજ પગે પડું.' અધિક બોલ કયાંથી વદે?

હશે શું જગમાં કયહીં ઉદર કો અભાગી થકી
હશે અવતરી કદી ભગિનિ, આપીકા ભાઈના
અનેક અપરાધ ભૂલ ભૂલીને ન દેતી ક્ષમા?
થયો ન કદી હોય એમ ગણી કાળનો ભૂતડો,
ભૂલી, સકળ વાંકને, સખિદિલે નવા વ્હાલથી,
ઉરે ન ચચણાટ શોક જરી વેરની વૃત્તિ કે
નહિ બળતરા, ન રોષ, નહિ રીસ, ઓછાપણું
—હશે રમતમાં કદી મમત ક્રોધ એણે કર્યો
કદીક વળી બાલ્યમાં જિદ મહીં ન દીધી ક્ષમા—
પરંતુ અતિ હોંસથી, ઉર ઉદારથી, લાડથી
લઈ હરખભેર બાથમહીં બંધવાને શિરે

ઊતેર

ન હોય દદડયાં ઊનાં ઉમળકા તણાં આંસુડાં!
અગાધ અણુમાપના હૃદયમાં ભર્યાં હેતની
અનન્ય પ્રતિમા મહા ભવતપસ્વિની એ જગે.

એ પ્રતિમા, એનાં નયન, મુખ, લલાટ, કર . . .

મહોદધિ ભર્યો ઊંડે હૃદયમાં ઠરી ત્યાં થકી
વહે નયનમાં પ્રશાંત શુચિ તેજની ઊર્મિઓ,
અને મૃદુલ ને પ્રફુલ્લ ફૂલ શા મુખે બોલ ને
લલાટ અતિ ભવ્ય જે પરમ ધામ કલ્યાણનું.
સુધન્ય શુભવાહિની સુભગ મૂર્તિ નિઃસ્વાર્થની,
અને પતિતપાવની, હિમ સમી હૂંફાળી શીળી
વહે કર વિષે હિમાદ્રિ થકી સિન્ધુ ગંગા સદા
સહોદર કપાલને પટ ફરી મહા મુક્તિ દે.
બધું પળમહીં પત્યું. શમી જતાં બધો ઊભરો
અનેક વરસો તણી વિગત વાત હોંસે કરી;
અનેક ઘડી સાથ બે વીતકગોઠ ગૂંથી રહ્યાં,
—તરંગ નવરંગના મન ઉમંગથી સંઘરી
અનંત રચી રંગ નિત્ય દિલસંગ જે રાચતો,

ગોઠમાં આ બધું વીતક કહ્યું.

કુરંગ જળરંગ નેત્ર થકી ઝંખતાં દોડતું
કૂદી દિગદિગંત, તેમ નિજ મોહજાળે ફસ્યો
ભમ્યો, ભટકતો નિશાચર સમો, કૂડા કીટ શો,
અપંગ, વણઢંગ, જ્યાંહીં મનમર્કટે દોરવ્યો—

કહ્યા રતનને બધા લથડતા સ્વરે શોકથી,
કહ્યા ચચરતે દિલે, કચરતી જીભે ખેલ સૌ.
અને રતન તો કની ન જરી મેલ કાને ધરે,
જુએ ટગર મીટથી, હૃદયહેલથી, ગર્વથી
જુએ વદન ભાઇનું હૃદયના ભર્યા વ્હાલથી,
મળ્યો છ મુજ ભાઇ તો, અવરની હવે શી તમા?
'કરે શું ત્યહીં એકલો ? નગરજાળ એવી ભૂંડી !'
વિચાર મનથી કરે અતિ પવિત્ર એ બેનડી.
અનેક ભૂલભાલ મેલ સહુ શુદ્ધતી જાણવી,
દયાનિધિ કૃપાળુ એ કુળગભીર ભાગીરથી
ગણી ન અપરાધ કાંઇ, લઇ વારણાં વીરનાં,
ખૂટે ન કથનીપુરાણ પણ અર્ધ અધ્યાયની
સમાપ્તિ રૂદને કરે, જીભ વિષે ન વાચા સ્ફુરે.
નવેસર થકી ન હોય નિજ બાલ્યને જીવતાં!
અને ઉભય ભાઇબ્હેન નહિ એકલાં આટપે
કથા સકળ ભૂતની; ઘણીક વેળ આવી ભળે
મણિ, અધસુણેલ જે રતનના મુખે ભૂતમાં,
અને લથડતી જીભે અધ સુણાય હીરા તણું
બધું શ્રવણમાં ધરે, મન મહીં બધું સાંકળી
લઇ, ઊચરતી નહિ, પણ દયાર્દ્ર દુઃખો સુણી

અઠ્ઠોતેર

થતી રતન માટ, ને પ્રગટતો દયાભાવ ત્યાં
થઈ ગળગળી ધરે નયનમીટ હીરા પરે.

અનંત ઉત્તરાયણે ધ્રુવપ્રદેશમાં એકલો,
નહિ દિવસરાત જ્યાં જીવન ઘેરવાને ફરે,
મનોહર સુરેખ તેજરજપાથરી ભોમથી
સદોદિત ખીલેલ નિત્ય મનુમંત્ર આકર્ષણ,
ઉષાકમળ ન્યાળવા પૃથિવિનાભિને શોધતો,
મુસાફર, તૂટેલ નાવ હથિયાર ને સાધન,
વિશાળ પગથાર શ્વેત હિમપાથરી તે પરે
ત્યજી સકળ ભાર ત્યાંહીં હિમગર્ભમાં ડૂબવે,
અને ડગ ભરે ધીમે ક્ષિતિજસાંકળો કાપતો:
પ્રબુદ્ધ મન–આત્મથી નિરખવા નવા પ્રાણ ને
નવા જીવન માટ ત્યાં સકળ ભૂતને હીરલે
મુસાફર સમાન સર્વ શઠ ભૂતને ડૂબવ્યું.
બન્યા જીવન ધ્યેય શ્રેય નિજ ગામ ને ભોમના.

ઉત્તર ધ્રુવમાં જતો સંશોધક જેમ જેમ આગળ જાય તેમ તેમ બને તેટલું વજન ઓછું કરતો જ જાય.

ઉરે રતનને વસ્યું, જીવન નિત્ય હીરો હવે
નવીન અવતારથી, સતત કાળજી–હોંશથી,
વિશુદ્ધ ઉરભાવથી, સરલ રીતથી જીવતો;

અગણ્યાશી

કુટેવ નહિ અંતરે, હૃદય સ્વચ્છ ને નિર્મળું.
અને મનમહીં હતી કંઇક કાળથી કામના
મણિ મણિસમી ઠરેલ નવલી પ્રભાથી ભલે
ભવિષ્ય ઉજમાળવા જીવનપંથ એનો ઘડે.
મણિહૃદયમાં વળી અજબ તંતુઓ જાગતા.
સુણી રતનની અનેકવિધ ગોઠડી એ સમે
ઘચૂમલો-જમાવ અનેક ઉરભાવનો ઘચૂમલો વળી ઘૂમવે
કુમારસન કલ્પના, પ્રણયબી અજાણ્યે સર્યાં
સુકોમળ ઉરે અનેકવિધ રીતથી સૌ ફળ્યાં.
બધી ગણતરી કરી, હૃદય બેઉનાં પારખી,
ઘડી સુભગ સાંધીને, પડખમાં લઇ, ટાંકણે
કહ્યું: 'મણિ! હવે રહ્યું મુજ ગજું નથી, તું હવે
લઇ હૃદયદોર લે ઘરઉપાડની ધૂંસરી.'
સર્યાં તરત આંસુ ત્યાં સરર હા અને હોંસના,
સરી ઉભય બાથમાં સહચરી ભૂલી ભાનને.
સુમંગળ ઘડી હતી રતનને અહો કેટલી!
અને શરમથી મૂગો અછડતો થતો હીરલો
અચાનક ગયો લહી મનગમંત એ યોગને.
કુનેહ થકી સંમતિ ક્ષણ મહીં પિતામાતની
લઇ રતન હોંસથી લગન માટ તૈયારીઓ

કરે, દિવસરાતનું સમયયંત્ર જાણ્યા વિના.
ગરીબ ઘર હોય તો ય ઘડી લગ્નની ઊજવે
કરી કરજ ને કરે ખરચ હોંસથી એવડો;
સહોદર સગાં કુટુંબ નિજ મિત્ર સ્નેહીજનો
પ્રસંગ ઊજવે મળી જમણમાં જમાવે મજા.
છતાં રતન શોભવે ફક્ત છાજતા ખર્ચથી
પ્રસંગ અતિ હોંસનો, હરખ માય હૈયે નહિ.
હતી વડિલ એ છતાં વડિલ સર્વને એ સ્મરે
અને હસમુખી રહે, પ્રબલ ભાવિને વન્દતી.
પ્રસંગ ઊકલી ગયો પ્રભુકૃપા થકી એટલો
"વના વધન," ને બન્યાં ત્રણ જણાં કુટુંબીજનો.



થયો વખત ને હીરો તનસને કરે વૈતરૂં,
થતાં વતનનું ખરૂં જતન પાક રૂડો ફળ્યો,
જુવાર કણુદાર ડાંગર કપાસ ને શેરડી.
ભૂલી ભણ્યુંગણ્યું હવે નવી નિશાળના આંકડા
નવેસર થકી ભણ્યો, અનુભવે શીખ્યો એ ઘણું.
ઉતારી નિજ અંગથી વિષમ સર્પની કાંચળી
મહેનત કરી રહ્યો, વતન ગીરવ્યું છોડવ્યું
અખંડ સહકારથી, સતત ધ્યાન ઉત્સાહથી,
નવા ઉજમથી; હવે બળ નવીન ને પ્રેરણા
થકી નવીન ભાવિને સરજવા રહે ઝંખતો.
ઘરે શુભપગી સુલક્ષણભરી પધારી વહુ
ગણી રતન તો કુલાય અવતાર લક્ષ્મી તણો;
સુખે જીવનની વહંત ઘટમાળ સંતોષથી.
પરંતુ સુખસ્વપ્ન એ સહજમાં ગયું રે ઊડી!
હવે રતનને રહી અધિક હોંસ એકે નહિ,
બધા ઉલટમાં રહી નિજ શરીરની કાળજી
જરીયં નહિ, એટલે સતત કામ, ચિંતા ભૂંડી,
ઉપાધિ વળી આધિ વ્યાધિ થકી એ હતી નિર્બળી;
અનંતર ઉજાગરા, ઊઘડતી ભૂખો કે ધવી

વિના ન કંઇ પોષણે; રૂધિરશોષણે, દૂબળું
અનેક અકળામણે, પ્રતિદિને ઘસાતાં જતાં
શરીર થકી પ્રાણને જીરવવા ન આશા રહી.
હવે નીંદરવા સુખે સમય જ્યાં મળ્યો તે ઘડી
રચ્યું અવનવું વિધાન વિધિએ હવે જે થકી
સદા રતનને અનન્ત સુખસ્વપ્નનિદ્રા મળે !

ભલે સકળ અંગનું ફક્ત હાડનું પિંજર
થતું પ્રતિદિને, પરંતુ ઉરજ્યોતિ રેખા પ્રભા
પ્રફુલ્લ વધુ નિર્મળી અતીવ સ્વચ્છ ને શાંતિદા
થતી પ્રતિપળે પળે. હૃદય શુદ્ધ જાણે કહું:
ધરા પર અનેક ધોધગતિ, ક્રોધ મા'કાળના
સહી જટિલ ને કસાયલ શિરે શિલા અંગને
વિશાળ હિમમાળ શૃંગ રહી શ્વેત આકાશિકા;
પળેપળ ત્યહીં નવી કિરણજાળ ગૂંથે રવિ
અને ધવલ શ્યામ રંગ પગથાર ઢાળે શશી
અનેકવિધ જેમ તેમ વિધિપાશના બંધને
હતું રતન-અંગ તે સહી બનેલ રીઢું હવે,
ઉરે ધવલરેખ પાળ સહીં સ્વચ્છ અભ્રે દીપ્યું;
હિરણ્યરજ ઉત્તરે, રજ સુવર્ણની પશ્ચિમે,

ધરતી; એના ઉપર તાપ, ટાઢ, વરસાદના મહાકાળના ફટકા; એ સહીને કઠણ થએલી; તે ઉપર શિલાઅંગ તે પહાડ. એ પહાડોની ઉપર હિમમાળ; એ હિમમાળ ઉપરના શૃંગહાર વચ્ચે હિમની સફેદ પગથાર, તે શ્વેત આકાશિકા, અગા-

થયો વખત ને હીરો તનમને કરે વૈતરૂં,
થતાં વતનનું ખરૂં જતન પાક રૂડો ફળ્યો,
જુવાર કણુદાર ડાંગર કપાસ ને શેરડી.
ભૂલી ભણ્યુંગણ્યું હવે નવી નિશાળના આંકડા
નવેસર થકી ભણ્યો, અનુભવે શીખ્યો એ ઘણું.
ઉતારી નિજ અંગથી વિષમ સર્પની કાંચળી
મહેનત કરી રહ્યો, વતન ગીરવ્યું છોડવ્યું
અખંડ સહકારથી, સતત ધ્યાન ઉત્સાહથી,
નવા ઉજમથી; હવે બળ નવીન ને પ્રેરણા
થકી નવીન ભાવિને સરજવા રહે ઝંખતો.
ઘરે શુભપગી સુલક્ષણભરી પધારી વહુ
ગણી રતન તો કુલાય અવતાર લક્ષ્મી તણો;
સુખે જીવનની વહંત ઘટમાળ સંતોષથી.
પરંતુ સુખસ્વપ્ન એ સહજમાં ગયું રે ઉડી!
હવે રતનને રહી અધિક હોંસ એકે નહિ,
બધા ઉલટમાં રહી નિજ શરીરની કાળજી
જરીયં નહિ, એટલે સતત કામ, ચિંતા ભૂંડી,
ઉપાધિ વળી આધિ વ્યાધિ થકી એ હતી નિર્બળી;
અનંતર ઉજાગરા, ઉઘડતી ભૂખો રૂંધવી

વિના ન કંઇ પોષણે; રૂધિરશોષણે, દૂબળું
અનેક અકળામણે, પ્રતિદિને ઘસાતાં જતાં
શરીર થકી પ્રાણને જીરવવા ન આશા રહી.
હવે નીંદરવા સુખે સમય જ્યાં મળ્યો તે ઘડી
રચ્યું અવનવું વિધાન વિધિએ હવે જે થકી
સદા રતનને અનન્ત સુખસ્વપ્નનિદ્રા મળે !

ભલે સકળ અંગનું ફક્ત હાડનું પિંજર
થતું પ્રતિદિને, પરંતુ ઉરજ્યોતિ રેખા પ્રભા
પ્રફુલ્લ વધુ નિર્મળી અતીવ સ્વચ્છ ને શાંતિદા
થતી પ્રતિપળે પળે. હૃદય શુદ્ધ જાણે કહું:
ધરા પર અનેક ઘોધગતિ, ક્રોધ મા'કાળના
સહી જટિલ ને કસાયલ શિરે શિલા અંગને
વિશાળ હિમમાળ શૃંગ રહી શ્વેત આકાશિકા;
પળેપળ ત્યહીં નવી કિરણજાળ ગૂંથે રવિ
અને ધવલ શ્યામ રંગ પગથાર ઢાળે શશી
અનેકવિધ જેમ તેમ વિધિપાશના બંધને
હતું રતન-અંગ તે સહી બનેલ રીઢું હવે,
ઉરે ધવલરેખ પાળ મહીં સ્વચ્છ અભ્રે દીપ્યું;
હિરણ્યરજ ઉત્તરે, રજ સુવર્ણની પશ્ચિમે,

ધરતી; એના ઉપર તાપ, ટાઢ, વરસાદના મહાકાળના ફટકા; એ સહીને કઠણ થએલી; તે ઉપર શિલાઅંગ તે પહાડ. એ પહાડોની ઉપર હિમમાળ; એ હિમમાળ ઉપરના શૃંગહાર વચ્ચે હિમની સફેદ પગથાર, તે શ્વેત આકાશિકા, અગા-

ત્યાશી

શી;ઉપર રવિ, શશી, જાતજાતની સૃષ્ટિ રચે.

રતનનું શરીર પણ તેવું જ અને એનું હૃદય એટલે પેલી હિમમાળ ઉપરની અગાશી ઉપર આવેલું,કૈલાસ શિખરની પાસે આવેલું હિમાલયનું માન સરોવર.

એ માનસરોવરની ચારે દિશાઓ . . . અને ત્યાં શું શું નથી? પરમ શાંતિ, શ્રદ્ધા, કલ્યાણ, આનંદ . . .

એ બધાથી અતિ પવિત્ર એવું એ . . . કૈલાસ શિખરની છાયા પણ કદીક એ સરોવરમાં પડતી, એથી પણ પવિત્ર. . .

એ માનસરોવરના જલ સમું સ્વચ્છ હૃદય રતનનું . . .

કીટ—ક્ષયજંતુ

વહે નદી ચતુર્દિશે, રજતની રજે દક્ષિણે,
ઊડંત તટ પૂર્વ માંહી રજ સર્વ રત્નાદિની,
દિશા વિવિધમાં ઊભા ધવલ દિગ્ગજો શૃંગના
અખંડ તપમાં નિમગ્ન હિમરાશિ બાંધી શિરે.
સનાતન સમાધિમાં પરમ શાંતિનું આસન,
અખંડ તપમગ્ન નિશ્ચલ નિવાસ શ્રદ્ધા તણો,
હતું વિરલ જ્યોતિથી સુભગ સ્થાન કલ્યાણનું,
નિરંતર રહે ધરી સુરખી હાસ્ય આનન્દની,
ઝગે અલખ સૌમ્ય મૂર્તિ ત્યહીં સચ્ચિદાનન્દની,
અનેક પ્રણિપાત અર્ઘ્ય તપ અંજલિથી શુચિ,
અનેકવિધ રંગના કુસુમની સુવાસે શુચિ,
થતાં ધવલ પાંખમાં અનિલ નૃત્યથી યે શુચિ,
સુપિચ્છ અતિ શુભ્ર સ્વચ્છ વળી રાજહંસે શુચિ,
સુકંઠિત મનોહરા અમર દિવ્ય ગીતે શુચિ,
છબી અસલ રૂપની વિમળ ભવ્ય કૈલાસની
ધરી હૃદયમાં રહે—પરમદર્શને એ શુચિ,
હિમાલય પ્રસન્ન માનસ સરે સદા શુદ્ધ જે
પવિત્ર જલ તે સમું હૃદય શુદ્ધ ભાવે ભર્યું
થયું સરલ સ્વચ્છ નિર્મળ પવિત્ર એવું હવે.//
પરંતુ કીટ ચોર જે રતનને શરીરે વસ્યો

ચોરાશી

અનેક વરસો થકી વિષમ મોતના દૂત શો
રહે સતત કોતરી સખત હાડનું માળિયું,
વસાહત વસી ત્યહીં અણુગણ્યાં વધે જંતુડાં.
થયું શરીર મન્દ શક્તિ સહુ ખૂટતાં, ખાટલે
પડેલ દિન ઝંખતી ઉગમણો નવા જીવનો
હશે વરસ દોઢ એમ નિજ માંદગીનું વહ્યું,
અને મણિ ઝૂરે ઊભી પડખમાં રહી સર્વદા;
કરે ભગિનિચાકરી દિવસરાત હીરો હવે,
સદા રતનખાટલે ઉભય હાથ એ જોડીને
'રહેલ મુજ રંકનું રતન આટલું રાખજે,
પ્રભો! કર દયા, સુણી વિનતિ આટલી માહરી'
અનન્ય થઈ ભક્ત એ નિત સવાર બે પ્રાર્થતા.



પરંતુ નહિ રે બચી ! રતનની ઘડી અંતની
હતી પરમ નિર્મળીઃ સુરખી તેજની પાથરી,
મનુષ્ય નજરે પડે ન કદી એમ એ જ્યોતિને
લઇ પલકમાં લીધી ત્યહીં અનન્ત કાળે, છતાં
સુમંગળ ઘડી રચી જીવન મૃત્યુની સૃષ્ટિમાં.
નથી મરણ શોક કે જનમ લ્હેર આનન્દની.
અનન્ત સચરાચરે ઉદધિ કાળનો ગાજતો,
અનન્ત લહરી સમું જીવન સોણલું જાગતું,
થતું લય પળે જળે, અવનવું વળી ઉદ્‌ભવે.
તુલા હરખશોકની, દિવસરાતની, એ રીતે
ઘડી મરણજન્મની અતીવ ગૂઢ લીલા બધી.
પણે હરખથાળ જ્યાં ટણટણી રહી જન્મતાં
રૂડો મણિકૂખે પૂરો સપુત કુળનો દીપક,
અહીં ટગમગંત આ રતનપ્રાણનો દીવડો
ગયો પલકમાં બુઝાઈ ટણકાર સુણ્યા પછી,
પ્રસન્ન વદને પડી સુખદ રેખ સંતોષની.



ગઇ રતન ક્યાં? અહીં થકી ક્યહીં? ન જાણું કંઇ,
અનન્ત સચરાચરે ગહન વિશ્વલીલા મહીં?
અગોચર પથે ચઢી પરમ ધામમાં મ્હાલવા?
મહોદધિ વિષે શમી બની તરંગ એ કાલનો?
ભળી કુદરતે રમે અજર નૃત્ય વા નાચતી?
ઊંચે અવતરી ઝગે ગગનતારલો રાત્રિએ?
ક્યહીં, શિવપથે વળી? નીરવ ધામ નિર્વાણમાં
અબોલ રહી ભાવિ શું મનુજદુઃખ ન્યાળી રહે?
ક્યહીં?-મતિ વિના-ક્યહીં?ગતિ વિનાઅરેશું કહું?

રૂઓ ન ઘર વાદળાં તરુવરો ફૂવા ખેતરો!
અહીંજ તમ પાસ નિત્ય વસતો સદા પ્રાણ એ,
અહીં ઘર વિષે મૂકી ફક્ત ડોલતું પીંજરૂં
થયો અમર હંસલો અભય મુક્ત, ને તે હવે
કરે પ્રકૃતિ સાથમાં ગહનગૂઢ કો મંત્રણા,
જશે ન તમને ત્યજી, તમ વિષે ભળી સર્વમાં
પ્રકાશ વધુ આપશે, તમ વિષે પ્રવેશી હવે
પ્રભા પ્રકટશે નવી અભય આત્મના દીપની.
રૂઓ પ્રકૃતિબાળ ના, તમ તણો મહા ધર્મ જે
સ્મરી ફક્ત હીરલો જરીક સાંત્વના દો તમે

પણે ફફળતો પડ્યો નિકટમાં મણિ યે રૂએ.

કુહે છ વળી ગામલોક અહીં ખેતરે હીરલે,
જ્યહીં વજર ઘા પડ્યો, વીજતણો ધરાગોદમાં,
શિલા સ્ફટિકની ત્યહીં ધવલ એક દે’રી રચીઃ
અને વળી કહે છ ગામ સહુ ઘાટ કારીગરી
પ્રભાત થકી સાંજ નિત્ય દૃઢ ટેક ને ધૈર્યથી
બધા ચણતરે મહેનત લઈ સ્વહસ્તે રચી.
ન હોય રઘુવીર રૂપ સરજંત શાંતા તણું!
ન હોય રચતો સરસ્વતીસ્વરૂપ કો નારદ!
સુસ્મારક રચે મહેન્દ્ર નૃપ સંઘમિત્રા તણું!
સુપુત્ર નિજમાતભક્ત ધરતી તણો લાડીલો
મનોહર સુસુન્દરા ધરતીમાત દેહે જરી
ન હોય શણગારમાં ઊણપ તે પૂજારી પૂરે,—
સરોવર અનેક રત્નસમ શોભતાં સર્વદા,
અનન્ત સરિતા તણી ધવલ હારમાળા ઝૂલે,
ગભીર ગિરિગહ્વરો તરુવરો તણાં કુંડલો,
અને ફફરતાં ઊડે પટલસાગરો સુન્દરા,
અનન્ત ફૂલરંગની કટિ વિશાળમાં મેખલા,
લલાટ મહીં ભવ્ય રમ્ય હિમલેપનો શોભતાં,

ધરતી માતાને દેહે શણગાર તો પુષ્કળ છેઃ અનેક સરોવરો સમાં રત્નો, નદીઓ સમી ફુલની હારમાળા, તરુવરો તણાં કુંડલો, સાગરોનાં સુંદર વસ્ત્રો, વિષુવવૃત્તના ગરમપ્રદેશોમાં ફૂલની કટિમેખલા,

અને મનુજના રચેલ શણગાર સૌન્દર્યમાં
જરી ઊણપ તે ઘડી અવનિ અંગુલિ–મુદ્રિકા
સમી, કુમુદ પુષ્પથી શુચિ સરોવરે રાત્રિએ
પૂનેમ ઊગતાં ખીલે ધવલ સ્વચ્છ દેરી રૂડી.
અને ધવલ સ્વચ્છ ત્યાંહીં પગથારની બેઠકે
ઘડી મઘમઘંત બે સુખડની જડી પાદુકા
સુવાસ પ્રસરી કરે સકળ ગામને શુદ્ધ જે,
હજી દિવસરાત ત્યાં ઘૃત અખંડ દીવો બળે.

અને કપાળે હિમ-લેપનો;–પણ એ તો બધા કુદરતી શણગાર; એમાં મનુષ્યે પણ અનેક જાતના શણગાર રચ્યા છે,– તાજમહાલ જેવા; એમાં જરી ઊણપ તે આ 'ઘડી અવનિ-અંગુલિ મુદ્રિકા...'



કહે છ હજી ગામ કે પ્રથમનો ધનો એ ધૂની
નિરંજન સદા રજેરજ બન્યું બધું જાણતો.
સદા દિવસરાત જેમ ઘટમાળ એની હજી
વિના ખલલ ચોતરે નિયત કર્મની ચાલતી;

પરંતુ ચણી જે સમે રતનદેહરી હીરલે
નિરંજન ધૂની ત્યજી સરવકાળનું આસન
ગયો નિકટમાં, ઘડી શીતળ ચોતરી સંમુખે
ત્યહીં જ પછી નિત્યની સકળ લોકની બેઠકે
ગણે રતનના ગુણો, ગણતરી ન પૂરી થતાં
પડે કંઇક નેત્રથી ડળક બોર શાં આંસુડાં.
કહે છ વળી જે સમે વડ ત્યજી ધૂની ત્યાં ગયો,
અખંડ ગતિએ વહ્યા પ્રલયકાળના વાયરા,
થયાં ગડગડાટ ને ગગન બાઝવા ભોમને
ઘસે, ઉભય મધ્ય જે અનિલની વધે વેદના
દબાઇ અતિ ભારથી ફડફડ્યો મહારૌદ્ર શો,
ખર્યાં ડળક ડીંડવા વડ થકી ય એ આંસુડાં.

કહે છ વળી ગામલોક વળી પૂર્ણ સંવત્સરી
થતાં દ્રવિત હીરલો રતનપાવડી પૂજવા—
પૂજી રતનપાવડી કુસુમ અર્ઘ્ય પૂજા લઇ—
જતો તરત ત્યાં ધૂની ભરમ કાળનો ભાંગતો
છતો થઇ રહ્યો ધનો, ચરણમાં ઢળ્યો હીરલો.
પછી હરખભેર પુત્ર નિજ પિતૃછાયા તળે
શુભાશિષ થકી, પ્રસાદ નવી પ્રેરણા બોધથી,
નેહ

જઈ નિત સવારમાં ચરણમાં પિતાસંમુખે
જ્વલન્ત ધૂણીમાં દઈ સકળ પાપને બાળતો.

હજી કુસુમથાળ એ રતન–કેળવ્યા છોડથી
લઈ નિત સવારમાં—મૂશળધાર વર્ષાદ કે
ભલે કકડતી પડે દિલ ઠરાવતી ટાઢ તો—
સદા નિયમભક્ત ડાંગ લઈ હીરલો ને મણિ
જઈ ફૂલ ચઢાવતાં જળ લઈ પ્રદખ્ખણા ફરી,
નમે કંઈ ઘડી સુધી; સૂરજ એકલો એ જુએ
અને કર પ્રસારતો જગવવા ઊંડા ધ્યાનથી.
ત્યહીં ઉભય વૃદ્ધ ડોક જરી થાય ઊંચી અને
વદે, કર થકી કરી નમન, 'સૂર્ય! તુભ્યં નમઃ॥'



પરંતુ ચણી જે સમે રતનદેહરી હીરલે
નિરંજન ધૂની ત્યજી સરવકાળનું આસન
ગયો નિકટમાં, ઘડી શીતળ ચોતરી સંમુખે
ત્યહીં જ પછી નિત્યની સકળ લોકની બેઠકે
ગણે રતનના ગુણો, ગણતરી ન પૂરી થતાં
પડે કંઇક નેત્રથી ડળક બોર શાં આંસુડાં.
કહે છ વળી જે સમે વડ ત્યજી ધૂની ત્યાં ગયો,
અખંડ ગતિએ વહ્યા પ્રલયકાળના વાયરા,
થયાં ગડગડાટ ને ગગન બાઝવા ભોમને
ધસે, ઉભય મધ્ય જે અનિલની વધે વેદના
દબાઇ અતિ ભારથી ફડફડ્યો મહારૌદ્ર શો,
ખર્યાં ડળક ડીંડવા વડ થકી ય એ આંસુડાં.

કહે છ વળી ગામલોક વળી પૂર્ણે સંવત્સરી
થતાં દ્રવિત હીરલો રતનપાવડી પૂજવા—
પૂજી રતનપાવડી કુસુમ અર્ઘ્ય પૂજા લઇ—
જતો તરત ત્યાં ધૂની ભરમ કાળનો ભાંગતો
છતો થઇ રહ્યો ધનો, ચરણમાં ઢળ્યો હીરલો.
પછી હરખભેર પુત્ર નિજ પિતૃછાયા તળે
શુભાશિષ થકી, પ્રસાદ નવી પ્રેરણા બોધથી,

તેજ

જઈ નિત સવારમાં ચરણમાં પિતાસંમુખે
જ્વલન્ત ધૂણીમાં દઈ સકળ પાપને બાળતો.

હજી કુસુમથાળ એ રતન-કેળવ્યા છોડથી
લઈ નિત સવારમાં—મૂશળધાર વર્ષાદ કે
ભલે કકડતી પડે દિલ ઠરાવતી ટાઢ તો—
સદા નિયમભક્ત ડાંગ લઈ હીરલો ને મણિ
જઈ ફૂલ ચઢાવતાં જળ લઈ પ્રદખણા ફરી,
નમે કંઈ ઘડી સુધી; સૂરજ એકલો એ જુએ
અને કર પ્રસારતો જગવવા ઊંડા ધ્યાનથી.
ત્યહીં ઉભય વૃદ્ધ ડોક જરી થાય ઊંચી અને
વદે, કર થકી કરી નમન, 'सूर्य ! तुभ्यं नमः ।।'

